પેદા થયલા વાછરડાને બલદ નહિ કરતાં, દયા ખાઇ, તેની પુઠ ઉપર ઓલખ સારૂં ચોકડી અથવા બે કાપા ડાહમથી ડામીને તેને છોડી દેયછે. એવા વાછરડાને સાંઢ અથવા આખલો ગોધો કહેછે. તે સાંઢ પછે કાંઇ પણ ઉપ્યોગમાં નહિ આવતાં ગામમાં રખડતો ફરેછે. તેમાં વલી ચોમાસું ગાલ્યા બાદ તે પુરેજ અલમસ્ત થાયછે.

મામા! ઇશાની! ને કોથલી ઘેર વિસરાણી. (અથવા) અબા! ઇશાની! વાંસલી વિસારી. ૮૧૫૫

એક વેલા એક ચોકસ ગામમાં દુકાલ પડવાની વકી હોવાથી ત્યાંના બે દુકાનદારો, જે મામા ભાણેજ થતા હતા, તેઓ બાહરગામ અનાજની ખરીદી કરવા નિકલી પડ્યા, એવી મતલબથી કે અનાજ પોતાને ગામ લાવી મોઘે ભાવે વેચવો. ઘણો સોંઘો અનાજ મલે એવાં એક ગામમાં જઈ પોહચતાં ત્યાંના એક મોહટા અનાજના વેપારી સોડે અનાજનો ચોકસ જત્થો ખરીદવાનું તેઓએ સાટું કીધું, અને ફક્ત તેના રૂપિયા ભરવાની ખોટી હતી. એટલામાં પેલા ભાણેજને ઇશાન ખુણા તરફથી વીજલી પડતી દેખાઈ, જે વરસાદની નિશાની ગણાયછે. તેણે જોયું કે વરસાદ પડવાની વકી જણાયછે, અને જો પાણી પડ્યું તો દુકાલની ધાસ્તી મટી જવાની, અને તેથી અનાજનો ભાવ, તેઓ ધારતા હતા તેટલો, ઉપજવાનો નહિ. આ ઉપરથી તે પોતાના મામાને ચેતાવવા માટે મોઘમમાં બોલ્યો કે "મામા! ઈશાની!" એટલે, ઈશાન ખુણા તરફથી વીજલી પડેછે. મામો ચેતી ગયો, અને અનાજ ખરીદવા માટે કીધેલાં સાટાંમાંથી કાંઇબી કરી છટકવું જોઇએ, માટે પૈસાની કોથલી પાસે હોવા છતાં પેલા વેપારીને જણાવ્યું કે "કોથલી ઘેર વિસરાણી." એટલે તેઓ બંને પેલા વેપારીને એવું સમજાવીને પાછા ગયા કે અનાજના પૈસા આપવા તેઓ પૈસાની જે કોથલી લાવનાર હતા તે તેઓ ઘેર આગલજ વિસરી આવ્યા હતા, અને તેથી તેઓ અનાજ ખરીદી શકતા નહિ હતા.

મામા ત્યાં લગી મોસાલ, ને કાકા ત્યાં લગી કુટુંબ.
મામા, ને જીના પેહરે જામા.
મામા ફુઇના. (અથવા) મામા ફુઇના, ને વાહલાં મુઇના.
મામા માસીના.
મામા મીંઢલ લેવા ગયા, તે ભાણેજ રાંડી ત્યારે પાછા આવ્યા. ૮૧૬૦
મામા રે મામા! ઢાબલી ભાગહે[1] તો ખાહે[2] હામાં?[3]
મામા રે મામા! દેખ તમાશા! મેરી લકડી, તેરા વાંસા.
મામાના મૂલગા ગયા.
મામાને ઘેર માએ નહિ, ને ત્યાં કોઇ જાય નહિ.
મામાને ઘેર વેહા, ને મા પિરસનાર. (અથવા) મામાને ઘેર વેહા, ત્યાં માએ પરીસનામાં, ત્યારે શું ભાણેજ બાપુ ભુખા મરે? (અથવા) મોસાલ વેહા, ને મા પિરસનાર. (અથવા) મોસાલમાં જમવા ગયા, ને મા પિરસનાર. ૮૧૬૫

If he who has the ladle be one's own servant, what matters it whether one be seated first or last at the feast? (તામીલ કેહવત.[4])

મામાનાં મારકણાં, ને ફુઇનાં લાડકડાં.
મામો તે તો માનો ભાઈ, ને મામી સાથે શી સગાઇ?[5]
મામો દીઠે મોસાલ સાંભરે, ને કાકો દીઠે કુટુંબ સાંભરે.
માયા દેખી મુનીવર ચલે.
માયા ને મરી, ને કાયા થાય નરી. ૮૧૭૦
માયા મરી, ના મન મરે, મરમર ગયે શરીર, આશા તેશના ના મરી, કહે ગયે જો કબીર.
માયા સો મીટ્ટી, ઔર પટ્ટણુ સો દટ્ટણુ.

૧. ભાગશે. ૨. ખાશે. ૩. શામાં.
૪. Percival's *Tamil Proverbs*, p. 3.
૫. સરખાવો કેહવત નાં૦ ૧૧૬૬, સર્ફ ૧૦૨.

માયાને ભો છે, કાયાને નથી.

માયાસે માયા મીલે, કરકે લંબે હાથ, અસલસે અસલ મીલે, હસ હસ પુછે બાત.

માર ! એનો બાપબી મારતો'તો ! ૮૧૭૫

માર ચૌદમું રતન છે.

માર તોપ, અલ્લા સચ્ચા હએ.

માર ફાડ, ને કાહડ બાહર.

માર ફાડ, ને વડો દાતાર. (અથવા) માર ફાડ, ને જીવે દાતાર.

માર બરો દાતાર. (અથવા) માર સાળા, ને બરો દાતાર. ૮૧૮૦

માર બાવા ધનાલું.

માર બુધું, ને કર સુધું.

Bâton porte paix.[1] (ફ્રૅંચ કેહવત.)

No hay tal razon como la del baston.[2] (સ્પૅનીશ કેહવત.)

માર, મરચું, ને આમલી, એ ત્રણુડે ચોમાસે યાદ આવે.

માર, મરચું, ને દારૂ, એ ત્રણ મરદને સારૂં, પચાવે તો સારૂં, નહિ તો સોમલ કરતાં વારૂ.

માર મોર તોબા. ૮૧૮૫

મારતાના હાથ પકડાય, પણ બોલતાનું મોહડું નહિ પકડાય.

મારતેકા હાથ પકડા જાતા હએ, કહેનેવાલેકી ઝબાન નહિ પકડી જાતી. (હિંદુસ્થાની કેહવત.)

मारल्याचें हात धरवतात, पण बोलल्याचें तोंड धरवत नाहीं. (મ. કે.)

મારતે મિયાંનો મુલક. (અથવા) મારતે મિયાંની તલવાર.

મારતેકી પીછુ, ઓર ભાગતેકી આગુ.

मारल्याचे मागें, व पळल्याचे पुढें. (મરાઠી કેહવત.)

મારથી સૌ આઘું.

---

૧. A stick is a peacemaker.

૨. There's no argument like that of the stick.

મારનાર કરતાં બચાવનાર મોહટો છે. ૮૧૯૦
મારનાર પણ તું! ને તારનાર પણ તું!
મારની આગલ ભૂતબી નાહસે. (અથવા) માર ભાગું ભૂત પણ નાહસે. (અથવા) મારથી સૌ (અથવા, ભૂતબી) નાહસે.
A devil even takes fright at a blow. (તેલુગુ કેહવત.[૧])
મારસેં ભૂત પણ ભજે. (કચ્છી કેહવત.)
મારસે ભૂતબી ભાગે. (હિંદુસ્થાની કેહવત.)
મારકે ડરે ભૂત ભાગે. (બિહાર કેહવત.[૨])
માર્યા કરતાં પ— ભલી.
માર્યા ન મરે તેના દીઠા શું મરે?
માર્યા માર દેખે. ૮૧૯૫
માર્યા માર ભુલાય, પણ બોલ્યા બોલ નહિ ભુલાય.
Sanan llagas, y no malas palabras.[૩] (સ્પૅનીશ કેહવત.)
માર્યો ગોદો દિલમાં પેઠો, (અથવા, પચે.)
માર્યો ગંભીરો, ને ગઇ બલા.
માર્યો પથ્થર, ને બોલ્યો બોલ પાછો નહિ આવે.[૪]
માર્યો વાંદર, ને અ— પાલવ. ૮૨૦૦
"ખોદવો ડુંગર, ને મારવો ઉંદર" ની માફક વપરાયછે.
મારવાડના મઉ.
મારવાડની ગાય, ને માલવાનો વાછરડો.
મારવાડીનું દુકાન, પારસીનું પીઠું, ને કાગડો, જ્યાં જાવો ત્યાં મળે.
મારવી માખ, ને ચહડાવવી તોપ.
He takes a spear to kill a fly.
Take not a musket to kill a butterfly. (અંગ્રેજી કેહવતો.)

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 210.
૨. Christian's *Behar Proverbs*, p. 189.
૩. Wounds heal, but not ill words.
૪. જુઓ કેહવત નાં૦ ૭૦૪૮, તથા તેને મલતી કેહવતો, સફે ૬૫૦.

Is a heavy axe required for a work that may be easily effected by the hand? (તામીલ કેહવત.[1])

Do you want a stone roller to break an egg with? (તે.કે.[2])

મારવું ક્યાં, ને તાકવું ક્યાં? ૮૨૦૫

યાને, બોલવું એક, ને કરવું બીજું.

મારવું, કે મરવું.

Either win the horse, or lose the saddle. (અંગ્રેજી કેહવત.)

मारीन कीं मरेन. (મરાઠી કેહવત.)

(ફારસી કેહવત.) یا تخت یا تختہ

મારવો ઉંદર, ને ખોદવો ડુંગર.[3]

મારવો તો મીર, ને ખાવી તો ખીર.

મારવો તો મીર, ને પેહરવાં તો ચીર.

મારવો તો મીર, લુટવો તો ભંડાર, પકડવી તો પદમણી, ચહડવું તો દરબાર. ૮૨૧૦

Aut Cæsar, aut nihil.[4] (લૅતીન કેહવત.)

મારવો તો હાથી, (અથવા, મીર, સુર,) ને લુટવો તો ભંડાર.

યાને, નબલાને મારવામાં મોહટાઇ નથી. સબલાની સાથે બાઠ ભીડવી, અને તેના જુલમને ટાલવો, એમાં મોહટાઈ છે.

मारावा तर हत्ती, व लुटावें तर भांडार. (મરાઠી કેહવત.)

મારવો સુર, ને લુટવો ભંડાર.

મારા મિયાંને, ને જશ મેરે જવાંઇકુ.

મારીને મુસલમાન કરવું.

મારીને માંસ કાહડવું. ૮૨૧૫

૧. Percival's *Tamil Proverbs*, p. 272.

૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 129.

૩. જુઓ કેહવત ના૦ ૧૮૧૬, તથા તેને મલતી જુદી જુદી ભાષાઓની કેહવતો, સફે ૧૬૫. ૪. Either Cæsar, or nobody.

મારીને રડવા ન દેય.
મારીને હાડકાં કોથલે નાખ્યાં.
ઘણો માર મારવાના સંબંધમાં વપરાયછ.
મારૂં લાત, તો કાહડું ભાત.
મારે કુટયે કાંઈ સન્યાસી થાય ?
મારે ટટ્ટુ, કાંપે તેજી. ૮૨૨૦
મારે તેજ વારે.
મારે તેના બાપનો.
મારે તેની તલવાર, ને ઉડારે તેનો ગોલો.
મારે તેની તલવાર, ને ચાલે તેનું વહાન.
મારે તેની તલવાર, ને ચાલે તેનો ઘોડો. (અથવા) મારે તેની તલવાર, ને ચાલે તેનાં તીલ્લાં. ૮૨૨૫
મારે તેની તલવાર, ને જીતે તેનું રાજ.
Might overcomes right. (અંગ્રેજી કેહવત.)
Property is the strong man's, not the Brahman's. (તે. કે.[૧])
જીસકી લાઠી ઉસકી ભેંસ.
જીસકી તેગ ઉસકી દેગ. (હિંદુસ્થાની કેહવતો.)
મારે તેજી તરવાલ. (કચ્છી કેહવત.)
(ફારસી કેહવત.) هرکه شمشیر زند سکه بنامش خوانند
खपेल त्याचें शेत, व मारील त्याची तरवार. (મરાઠી કેહવત.)
મારે તેની તલવાર, ને પાલે તેનો ધરમ.
मारील त्याची तरवार, व करील त्याची विद्या. (મરાઠી કેહવત.)
મારે તેની તલવાર, બાંધે તેની નહિ.
મારે તેનો હાથ પકડાય, (અથવા, ઝલાય,) પણ બોલે તેની જીભ ન પકડાય, (અથવા, ઝલાય.)[૨]

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 279.
૨. જુઓ કેહવત ના૦ ૮૧૮૬, સફે ૭૪૮.

મારે ન મુઆ, તે દીઠે શું મરશે? ૮૨૩૦

મારે મિયાં, ને પંકાય (અથવા, ફુલાય) પીંજારો.

મારે મોગલ, ને ફુલાય પીંજારા.

We hounds killed the hare, quoth the lap-dog. (અં. કે.)

We hounds slew the hare, quo' the messon. (સ્કૉચ કે.)

મારે રણમાં તલવાર સિપાહી.

મારેલો ભીલ ભેંસલો[1] નહિ ઓલંગે. (અથવા) માર્યો ભીલ ભેંસલો ન ઓલંગે.

માલ કરતાં હેલ ભારી. ૮૨૩૫

માલ ખાવો આશકનો, ને ગીત ગાવાં વીરાનાં.

માલ તેવું મુલ.

Good article, good price. (અંગ્રેજી કેહવત.)

Price according to property. (કાશમીરી કેહવત.[2])

માલ ભલે લુટી ગયા, પણ ભરત્યું માહરી પાસે છેની?

માલ માટીનો ખાય, ને ગીત વીરાનાં ગાય.

માલ માતાનો, ને કરો ભંડારો. ૮૨૪૦

માલ માલના ભુકા, ને પૈસા પાણીમાં.

માલ રહ્યો વાસી, તો લાભ ગયો નાહસી. (અથવા) માલ રહે વાસી, ને નફો જાય નાહસી.

While the dust is on your feet, sell what you have bought. (હીબ્રુ કેહવત.)

માલ વગર લાલ ન થાય.

માલ સાથે મમત નહિ કરવી.

વેપાર કરતી વેલાએ માલ બજાર રૂખે નહિ વેચતાં પોતાનોજ ધારેલો ભાવ લેવાના લોભમાં તેને મમતથી રાખી મેલવો જોઈતો નથી.

A man must sell his ware at the rates of the market. (અંગ્રેજી કેહવત.)

---

૧. ખેતરની હદ — સીમ.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. H. Knowles, p. 133.

માલ વડે માસો, તેનો શો સાંસો? ૮૨૪૫
માલણ જાય, ને ઘાંટ કોણને વરે?
માલમાં સારૂં, પણ તોલમાં સારૂં નહિ.
યાને, બરોબર તોલવું જોઈએ.
માલવાનું ધન તે દમણા[1]નાં ઉગન[2]માં ગયું.
માલવાનો રાજા રીઝયો ત્યારે મહુડાંની મુઠ્ઠી ભરાવી.
માલવામાં લીલું તે મહાદેવનો પ્રતાપ. ૮૨૫૦
માલવે જાય તો માંડા[3] ખાય.
માલા તો મનકી ભલી, ઓર કાષ્ટકા ભારા; જાણ પુરૂષકી (અથવા, સાધુ જનકી) એક ઘડી, ઓર મુરખકા જનમારા.
માલાના મુલગા ગયા.[4]
માલાના મણકા સર્વ સરખા છે.
માલી રૂઠ્યો ફુલ લેશે, કાંઈ ચોટલી તો ન લેશે? (અથવા, જાન તો ન લેશે?) ૮૨૫૫

La fortune ne peut nous ôter que ce qu'elle nous a donné.[5] (ફ્રૂંચ કેહવત.)

રાજા રૂઠેગા અપની નગરી લયગા. (હિંદુસ્થાની કેહવત.)

માલી રૂઠ્યો ફુલનો ધણી.
માલી સીંચે ચોગણા, પણ રત[6] વિના ફ્લ ન મલે. (અથવા) માલી સીંચે સો મણ પાણી, પણ રત[6] વિના ફ્લ ન હોય.
માલી સીંચે મોઘરો, ને કલમી જુવે કુવો, ને અંધ્યારૂ તો વાટ જુવે, કોઈ મોહટો આજમી[7] મુવો? (અથવા) માલી પુછે મોઘરો, પખાલી પુછે કુવો, ને પાછલી રાતે અંધ્યારૂ પુછે, કે એહદીન કોઇ મુવો?

---

૧. ખટારો; મોહટું ગાડું. ૨. બેડિયું. ૩. માંડો— એક પકવાન.
૪. એની સમજણ માટે જુઓ "કુતિક માલા અને બોધ વચન", સફે ૨૫૬.
૫. Fortune can take from us only what she has given us.
૬. રતુ. ૭. આદમી.

(અથવા) માલી પુછે મોધરો, પખાલી પુછે કુવો, અંધ્યારૂ પુછે એમ કરીને, કોઇ એહદીન ત્યાં મુવો?

Husaren veten um Krieg, und der Dokztor um das Fieber.[૧] (જરમન કેહવત.)

Van a misa los zapateros, ruegan a Dios que mueran carneros.[૨] (સ્પૅનીશ કેહવત.)

The *pirs* are glad when people die. (કાશમીરી કેહવત.[૩])

માલે મુફ્ત, દિલે બીરેહમ.

આએ કેહવત નીચલી ફારસી કેહવત ઉપરથી આવેલી છે:

مال مفت دل بی رحم

માવડી[૪] જણે, પણ ભાગડા[૫] નવ ગણે. ૮૨૬૦

માસ વરસે, ને દિન સુકે.

માસા વજાડે તાસા, ને માસી વજાડે પીપી, ને તાહરાં લખ્ખણ તે હું શિખી.

માસી, ને ખરી બપોરનાં દીધી ફાંસી.

માસી પરણ્યાં, ને ફુઇ રાંડ્યા (સઉ એકનું એક.)

માસી સાટે માસો, તેનો શો જાસો? ૮૨૬૫

માસીને છીંક આવી.

માહ મહિનાનાં માવટાં.

માહ માથે (અથવા, માંડે) ને કામલ ખાંધે. (અથવા) માહ આધે, ને કામલ ખાંધે.

માહજન તો માબાપ છે, પણ માહરી ખીંટી નહિ ફરે.[૬]

Justicia, mas no por mi casa.[૭] (સ્પૅનીશ કેહવત.)

---

૧. Hussars pray for war, and the doctor for fever.

૨. Shoemakers go to mass, and pray that sheep may die.

૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 181. ૪. મા. ૫. ભાગ.

૬. એની સમજણ માટે જુઓ "કઉતક માલા અને બોધ વચન," સફે ૭૪.

૭. Justice, but not in my own house.

માહજનનો ગોધો. ૮૨૭૦
માહતમ જાણે સરક સારી, ને સરક જાણે માહતમ સારી.
માહરા દોહડ, ને પડોસીના હડી, ને કોતક જોતાં મરવા પડી.
માહરા બાપનો કક્કો ખરો.
માહરા મમાવાના ઘેરમાં માહરી માએ વડી, ને માહરા ઘેરમાં હું વડી, ને માહરી માએને મેં જણી.

The daughter is bigger than her mother. (કાશમીરી કે.[૧])

માહરા હાથ પરથી મરી જાઉં, ને કુસકીની કમોદ. ૮૨૭૫
માહરી આંખની કીકીનું ખોટું, તો પછી ચમકણીનાં શાં પરીણામ?
માહરી ચાલ સામું ના જોવો, માહરા હાલ સામું જોવો.
માહરી જાંગ ઉઘાડીને હું લાજું?[૨]
માહરી દાલમાં ચીચોડા?
માહરી પડોસણ ચાવલ છડે, ને માહરે હાથ ફફોલા પડે. ૮૨૮૦
માહરી બલા[૩] જાણે.
માહરી મા તે તાહરી મા, ને તાહરી મા તે હેં હેં.
માહરી મા માહરા ગુણ જાણતી, ને છેડો સાહીને તાણતી.
માહરી સાસુ એવી ભોલી, શેરની કરે સાઠ પોલી, આપે તેને અડધી પોલી, માગે તેને નાખે ઢોલી.
માહરી સુનાબાઇ કંઇ નહિ ખાય, શીરા ને સો પુરી ખાય, વાડું ભરીને ખીર ખાય. ૮૨૮૫
માહરીજ છરી, ને માહરૂંજ ગલું.
માહરૂં તાહરૂં સહીયારૂં, ને માહરૂં માહરા બાપનું. (અથવા) માહરૂં માહરા બાપનું, ને તાહરૂં માહરૂં સહીયારૂં.

What's my wife's is mine; what's mine is my own. (અં.કે.)
તેરા સો મેરા, મેરા સો હેં હેં. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. H. Knowles, p. 132.
૨. સરખાવો કેહવત નાં૦ ૬૩૭૩, સફે ૫૮૨. ૩. એક ઓરતનું નામ.

માહરૂં તે સારૂં.
માહરૂં તો દે, ને તાહરૂં તો દેઇશ.
Men would live exceedingly quiet if those two words, mine and thine, were taken away. (ઍનૅક્સાગોરસ.)
માહરૂં માથું, ને તમારૂં ખાસડું. ૮૨૯૦
નમનતાઈ બતાવવા માટે બોલાયછે.
માહરૂં માહરાં હૈયાંને, ને ભાગ્યું તુટયું બૈયાને.
માહરે કહે ચાલ, કે તુંને પેહડાઉં સુનાંની ઝાલ.
માહરે તો ન કોરડી અગિયારસ, ભાઇ દાંતે નહિ સાહવી[1] દોરડી.
માહરે રોટલે જાડી કોર ?
માહરો દાદો હીલે, પણ સો ગોદે રામ નહિ બોલે. ૮૨૯૫
માહરો વાહલો હીકે, ને મહને ઘાલો સીકે.
માહરો વીરો રલી આવ્યો, ને કટારાંનો ભારો લાવ્યો.
માહરો વીરોજી[2] આવ્યો ખડકી, માહરી ભેંસ ધમીની[3] ભડકી.
માહરો હોસન રલે, ને સોના સાઠ કરે.
માહરાં ગામનો એવો રાહ, કે આગલથી અઘરણી, ને પાછલથી વેહા. ૮૩૦૦
માહરાં દેશના શુરા સારા, જે પરદેશીનાં કર્યે પ્રિત, પાંખનાં કીધાં પાતરાં, દીચનાં કીધાં પીછ.
એક શખ્સ ઉઘાડે પગે ગરમીની રૂતમાં મુસાફરી કરતો હતો. તેના પગ ઘણા બલવા લાગ્યા, પણ આશરો મલે એવું એક પણ ઝાડ તેને જણાયું નહિ. એવાંમાં એક મરી ગયલાં સુક્કાં ઝાડનું થડ તેને દેખાયું તેની ઓડે તે ઉભો રહેવા ગયો. થડનો ઘણો થોડોજ છાંયો પડતો હતો, જેથી તેના પગ સેહજસાજ છાંયામાં ઢંકાયા. તે ઝાડની ઉપર એક શુરો પોપટ બેઠો હતો. તેણે પોતાની પાંખ પોહલી કરીને માથાંનાં પીછરાં ઉભાં કીધાં, એટલે પેલા મુસાફરના મોહડાં ઉપર છાંયડો થયો. ત્યારે તે

૧. ઘરવી. ૨. ભાઇ. ૩. છોકરીના બાપને ત્યાંથી પદમાં અપાયલી.

મુસાફરે ઉચું જોયું કે એ કેમ બન્યું. તે વખતે તે પોપટ બોલ્યો કે "હું તાહરાં દેશનો શુરો છું. મેં તાહરી ઉપર છાંયો કીધોછે."

માહરાં મહો પર માહરો, ને તાહરાં મહો પર તાહરો.

To hold with the hare, and run with the hounds.(અં. કે.)

મેરે મેરે મુંહ પર, તેરે તેરે મુંહ પર. (હિંદુસ્થાની કેહવત.)

માહેલા ગુણ માહદેવજી જાણે.

મિજલસ મારી જવી. (અથવા) સભા જીતી જવી.

મિજાજ તો મેહતાની માના જેવો છે. ૮૩૦૫

મિજાજની કુતરી.

મિટ્ટીમાં મિટ્ટી.

મિઠા ગોલાને ઘેરનું ઠગ ઠગારૂં ઉકનાય, (અથવા, અફડાય.)

ફોકટનું ડોલ ઘાલનાર અને કુલણજી બનનાર માણસના સંબંધમાં વપરાયછ.

મિઠા પારખે વટાવમાં વહુ ખોઇ.

મિઠા બોલુ માણસ, ને વાયદું ધાન, પેહલાં મિઠું લાગે. ૮૩૧૦

મિઠા મિઠા સબ કેહવે, ને કડવા નહિ કેહવે કોઇ.

They who advise weeping are one's friends, they who advise laughing are strangers. (તામીલ કેહવત.[1])

મિઠાઈનું સોટકું.

સેહેલાઈથી બની શકે એવી વસ્તુ, કામ, વગેરે.

મિઠી છરી, ઝેહરની ભરી.

Debaixo de boa palavra, ahi está o engano.[2] (પોરચુગીઝ કે.)

Scissors of sugar. (કાશમીરી કેહવત.[3])

મિઠી છરી. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. Percival's *Tamil Proverbs*, p. 45.

૨. Under fair words beware of fraud.

૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 192.

મિઠી મિઠી માહરાં માએની જીઓલી,[૧] મિઠા બોલે માહરાં મન વસે.
મિઠી શાકરને કડવી કોણ કહે? ૮૩૧૫
મિઠું ગોલ. (અથવા) મિઠું મધ.
મિઠું પણ તેલ.
મિઠું બોલ્યામાં કાંઇ જતું નથી.

Cool words scald not the tongue. (અંગ્રેજી કેહુવત.)
Mit einem Tropfen Honig fängt man mehr Fliegen als mit einem Orhoft Essig.[૨] (જરમન કેહુવત.)
Non scortica la lingua il parlar dolce.[૩] (ઈતાલ્યન કેહુવત.)
A kind word is better than a harsh one. (તામીલ કેહુવત.[૪])
Much politeness offends no one. (ચીનાઈ કેહુવત.[૫])
Mild speech enchains the heart. (અરબી કેહુવત.[૬])
(ફારસી કેહુવત.) خوش سخن باش تا امان یابی

મિઠું-બોલા લોક, કડવું–બોલી મા.

Home counsel is bitter, you will get honey enough outside.[૭]

મિઠું મોહડું સારૂં, પણ મિઠું ભોણું માઠું. ૮૩૨૦
મિઠું (અથવા, ગળ્યું) શાકર જેવું, (અથવા, ગોલ જેવું.)
મિઠો કુવો જોઇને બુડી નહિ મરાય.
મિઠો ગારો મુકવો. (અથવા) મિઠો ઉંધાડો મુકવો.
મિઠો ગારો મુકે, ને લાંબા જી આપે, (અથવા, કડવાં વડવાં કરે.)
પારસી બોરતોમાં આ સખુનો એક દુવા તરીકે બોલાયછે.

---

૧. જીભ.
૨. A drop of honey catches more flies than a hogshead of vinegar.
૩. Smooth words do not flay the tongue.
૪. Percival's *Tamil Proverbs*, p. 151.
૫. Scarborough's *Chinese Proverbs*, p. 190.
૬. Long's *Eastern Proverbs and Emblems*, p. 234.
૭. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 26.

મિઠાં ઝાડનાં ફલ ખાવો, મૂળ ના ખાવો. ૮૩૨૫

If you would enjoy the fruit, pluck not the blossom. (અં. કે.)
Il faut tondre les brebis et non les écorcher.[૧] (ફ્રેંચ કે.)
Men moet de schapen scheren, maar niet villen.[૧]
Men moet de koe wel melken, maar de spenen niet aftrekken.[૨] (ડચ કેહવતો.)
Like cutting the udder, and drinking the milk. (તે. કે.[૩])
The shepherd shears the sheep, but does not flay them. (રશ્યન કેહવત.[૪])
गोड ऊस झाला म्हणुन जाळ्या मुळ्या मुद्धां खाऊं नये. (મ. કે.)

મિઠાં ઝાડનાં મૂળ ખોદે.

Because the sugar-cane is sweet are you to chew it with the roots? (તેલુગુ કેહવત.[૫])

મિઠાં ઝાડનાં મૂળ નહિ ઉખેડ્યે.

મિઠાંમાં મિઠું શું, ઉંઘ કે ગરજ?

મિત્ર એસા કીજીએ, ઢાલ સરીખા હોય, સુખમાં પીછા પડા રહે, દુખમાં આગલ હોય.

A friend is best found in adversity. (અંગ્રેજી કેહવત.)

મિત્રતા ને વેર એ બરોબરીઆથી શોભે.[૬] ૮૩૩૦

મિત્રનું માન સોગાતે, વેરીનું માન કંકાસે, છકેલનું માન મુલાકાતે, ને જોગીનું માન અવિનાશે.

Les petits cadeaux entretiennent l'amitié.[૭] (ફ્રેંચ કેહવત.)
Geschenkze halten die Freundschaft warm.[૮] (જરમન કે.)

---

૧. Shear the sheep, but don't flay them.
૨. Milk the cow, but don't pull off the udder.
૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 272.
૪. Long's *Eastern Proverbs and Emblems*, p. 70.
૫. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 167.
૬. જુઓ કેહવત નાં૦ ૬૬૭૫, સર્ફે ૬૧૪.
૭. Little presents maintain friendship.
૮. Presents keep friendship warm.

મિત્રાચારી જેમ દોરડી, તુટે તો સંધાય, લેકીન ગાંઠ રહી જાય.[1]
મિયાં અધુરા, ને લેખાં પુરા.
મિયાં અને રજપુતની વડાઇ, (ગપ સામે ગપ.)
મિયાં ઉઠો! તોકે' ભાઈ હાથ આપને! ૮૩૩૫
મિયાં ક્યા કરતે હો? ઘડીકી ફુરસદ નહિ, દમડીકી કમાઇ નહિ.
મિયાં ક્યા લાયા? તોકે' નરાધરા ઘર આયા.
મિયાં કયું રોતા? તોકે' આજ મેરી જોરૂ મુઇ. મિયાં કયું હસ્તા? તોકે' આજ તો દુસરી હુઈ.
મિયાં ક્યાં? તોકે' ઘરના ઘર.
મિયાં કહે તે સાચું ને બીબી કહે તે જુઠું. ૮૩૪૦
મિયાં કીદર જાતે હો? (દમામમાંજ) માહીમકુ. મિયાં કાંહસે આયે? (હાલ હવાલ રીતે) માહીમસે.
મિયાં ખાય કાકડી, ને અ— બીયાં.
મિયાં ખોડા, ને બીબી ઝમકુ.
મિયાં ચોરે પળી પળી, ને અલ્લા ઉઠાવે કુપ્પા.
મિયાં ચોરે મુઠ્ઠે, ને અલ્લા ચોરે ઉંઠે. ૮૩૪૫

એક મુસલમાન ખેતી કરતો હતો. તેનાં ખેતરમાં ઘઉં તૈયાર થયા તેને ખલીમાં લાવી ઢગલો કર્યો. તેની સાથે એક બીજા ખેડુતે પણ પોતાના ઘઉંનો ઢગલો કર્યો હતો. તે ઠેકાણે જે વખતે કોઈ ન હોય ત્યારે પેલા મિયાંભાઈ પાસેના ઢગલામાંથી ઘઉં લેઈ પોતાના ઢગલામાં ઝડપ ઝડપ મુઠ્ઠા ભરીને નાખે. એમ કરતાં એક દિવસ રાતે તે ઠેકાણે મિયાંભાઇ ન હતા, તેમજ બીજું પણ કોઈ આદમી ન હતું, તે વખતે ચાર પાંચ ઉંઠ લઈને કોઈ મુસાફરનો કાફલો તે રસ્તે થઈને જતો હતો. પેલા મિયાંના ઘઉંનો ઢગલો રસ્તા ઉપર નજદીક હોવાથી, તે ઘઉં પોતાનાં ઉંઠ ઉપર ભરીને તાકીદથી તે તગડાવી ગયો. હવે

૧. જુઓ કેહવત નાં૦ ૪૦૬૨, સફે ૪૩૦.

બીજે દિવસે સહવારમાં પેલા મિયાં ને બીજા ખેડુત સાથે આવી જુવેછે તો મિયાંના ઘઉંનો ઢગલો મલે નહિ, ને તેને બદલે ત્યાં ઉંઠનાં પગલાં પડેલાં દીઠાં. તે જોઈ બીજા ખેડુતોએ મિયાંને પુછ્યું કે મિયાં તમારા ઘઉં કયાં ગયા? મિયાંએ મનમાં સમજીનેજ જવાબ દીધો કે "મિયાં ચોરે મુઠ્ઠે, ને અલ્લા ચોરે ઉંઠે."

મિયાં છેલ છટાક, ને બીબી ધુલ ઝટાક. (અથવા) મિયાં ફુલ ફટક, બીબી ધુલ ઝટક.

The foppish husband gives himself great airs, while his wife is living by pounding rice in Danmaya-apâlem. (તેલુગુ કેહવત.[1])

મિયાં છોડે, પણ બીબી કેમ છોડે?

મિયાં જાય મક્કે, તો બીબી જાય માલવે.

મિયાં તેરી સૂરત કેસી? તોકે' સદા રોતી.

મિયાં થાય ઘોર જોગ, ત્યારે બીબી થાય ઘર જોગ. (અથવા) મિયાં થયા ઘોર લાયક, ત્યારે બીબી થઇ ઘેર લાયક. ૮૩૫૦

The bride enters her husband's house, and the bride-groom enters the tomb. (તેલુગુ કેહવત.[2])

મિયાં દાઢીયાં ખોલે, ને બીબી બાચકે જાય.

મિયાં નહિ ને ધગડા. (અથવા) મિયાં ઓજ ધગડા.

મિયાં નુરા, ને લેખાં પુરા, (અથવા, લખા પુરા, હિસાબ પુરા.)

મિયાં ને માધવને નહિ બને. (અથવા) મિયાં માહદેવનો જોગ થાય નહિ.

મિયાં ને માદેવજો (અથવા, માજનજો) ન બને. (કચ્છી કેહવત.)

મિયાં ને માધવનો ફેર. ૮૩૫૫

મિયાં પરમાણે ઘોર.

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 20. ૨. *Ibid*, p. 18.

મિયાં બીબી રાજી, તો ક્યા કરે મિયાં કાજી?[1]

મરદ્દા મૌગી રાજી, કા કરે ગાંવકે કાજી. (બિહાર કેહવત.[2])

મિયાં બીબીની જોડી, મિયાંએ ભાંજી લાકડી, તો બીબીએ ચાદર ફાડી.

મિયાં ભાઇકી આધી જાર.[3]

મિયાં ભાઇકી ગાડી, ઉસકુ તલછારે[4]કી નાડી,[5] જાંહ મીલી તાડી, વાંહ છોડી ગાડી. ૮૩૬૦

મિયાં ભાઈકી બાતો, ને મખીયાંકી લાતો.

મિયાં ભાઈકે ખેત હએ, બોડી[6] બમનીકા નહિ હએ!

મિયાં ભાઇકે ચાંદે ચાંદ.

મિયાં ભાઇના ગોખલા વાલું.[7]

મિયાં ભાઇની ગાડી, જ્યાં મલી તાડી, ત્યાં છોડી પાડી. ૮૩૬૫

મિયાં ભાઇની બડી બડી બાતો.

મિયાં ભાઇની યારી તે ઝાંપા લગી સમજવી.

મિયાં મજુરીએ જાય, ને બીબી દાઢીયાં ખોલે.

મિયાં મરતે તો મરતે, પણ ટટીસે લડતે.

મિયાં મરે, ને મસીદે દીવા થાય. ૮૩૭૦

મિયાં મસીદને ચાટે, ને પીરને બોકરા ભાવે.

મિયાં મસીદનાં કોડિયાં ચાટે, ને બીબીને પલાવ, (અથવા, મલીદો) ભાવે. (અથવા) મિયાં મસીદનાં કોડિયાં લાવે, બીબી જાનને મલીદા ભાવે. (અથવા) મિયાં મસીદમાંનાં કોડિયાં ચાટે, ને બીબીને ફુલેલ.

---

૧. સરખાવો કેહવત ના૦ ૨૯૨૫, સફે ૨૭૨.
૨. Christian's *Behar Proverbs*, p. 172.
૩. એની સમજણ માટે જુઓ "કઉતક માલા અને બોધ વચન," સફે ૨૩૯.
૪. તાડનાં છતિયાં. ૫. ઝુસડીને બાંધવાનું દોરડું.
૬. બોડેલાં માથાંની, વિધવા થયલી.
૭. એની સમજણ માટે જુઓ "કઉતક માલા અને બોધ વચન," સફે ૨૦૬.

મિયાં માદા, ને વલી ટંગડી ઉંચી. (અથવા) મિયાં પડ્યા પડ્યા, પણ ટંગડી ઉંચી.

Rice straw gives out much smoke; poor men give out much wrath. (ચીનાઈ કેહવત.[1])

મિયાં માદા, ને વલી ભાંગ પીધી.

મિયાં મારતા જાય, ને બાજરીયાં તોડતા જાય. ૮૩૭૫

મિયાં મુઠ ભર, ઔર દાહડી હાથ ભર.

The man (weighs) a seer and a quarter, the *lingam* (round his neck) two and a half. (તેલુગુ કેહવત.[2])

मिया मूठभर व दाढी हातभर. (મરાઠી કેહવત.)

મિયાં મુસા, વા ને પાણી.

મિયાં રોતે ક્યું? તોકે' હમેરી સૂરતજ અઇસી. (અથવા) મિયાં રોતે ક્યું, તોકે' મેરા મહોંજ ઐસા.

રોતે ક્યું હો મિયાં? સૂરત હી અયસી હઐ. (હિંદુસ્થાની કેહવત.)

મિયાં શેર, તો બીબી સવા શેર.

મિયાં સાહેબ એ ક્યા કરતે હઓ? સાહેબ! પેટકે બાસ્તે કલ્લઈ બનાતા હઉં! ૮૩૮૦

મિયાં સાહેબ એલાર, ને બીબી સાહેબ પેલાર.

મિયાંએ માર્યો કાગ, ને શેહરમાં આવીને બુમ પાડી કે મેં માર્યો વાઘ.

મિયાંકા મન રંડીમે, ઔર બીબીકા મન હંડીમે.

મિયાંકી સૂરત તો દેખો!

મિયાંજી જાય ઉત્તર તો દેખાડે દખ્ખણ. ૮૩૮૫

મિયાંથી થાય સ્યાનો, તેને ગણવો દીવાનો.

મિયાંના પગમાં જુતિયાં હોય, તો બીબીને ફરાફર મારે કેની?

---

૧. Scarborough's *Chinese Proverbs*, p. 441.
૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 21.

મિયાંની ઘોડી પાદરડાં વેર. (અથવા) પટેલની ઘોડી પાદર વેર ચાલી, પણ ઝાંપો નહિ વટાવ્યો.

મિયાંની દાહડી બલે, ને બીબીને તાપણું થાય. (અથવા) મિયાંની દાહડી બલે, ને દાસીને અજવાલું (અથવા, હસવું) થાય.

Poichè la casa brucia, io mi scalderò.[1] (ઈતાલ્યન કેહવત.)

If my beard is burnt, others try to light their pipe at it. (તરકીશ કેહવત.[2])

મિયાંની દાહડી, ને વારવાની સાવરણી.[3] ૮૩૯૦

મિયાંની બાંહે ધરી સારી, પણ બીબીનો ચંદરવો ખોટો.

મિયાંની ભેંસને ડોબું કેહવાય?

Des Schulzen Kuh und eines Andern Kuh sind zweierlei Kühe.[4] (જરમન કેહવત.)

મિયાંની મીંદડી.[5]

રાંક અને ગરીબ સ્વભાવનું માણસ.

મિયાંની વાદે ચના નહિ ચવાય.

મિયાંની સુહજે ચના ઉખેડવા (એ પસ્તાવાનું કામ.) (અથવા) મિયાંની સુહજે ચના નહિ ઉખેડવા. ૮૩૯૫

મિયાંને કેહવે ચના નહિ ઉખેડવા.

મિયાંને ને માધવને બારમા હોય.

મિયાંને મલે નહિ, ને બીબીને ભાવે નહિ.

The cow will not give (milk), and the calf will not drink it. (કાશમીરી કેહવત.[6])

---

૧. Since the house is on fire I will warm myself at the blaze.

૨. Long's *Eastern Proverbs and Emblems*, p. 77.

૩. જુઓ કેહવત ના૦ ૪૨૪૬, સફે ૪૦૩.

૪. The bailiff's cow and another's cow are two different cows.

૫. બિલાડી. ૬. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 68.

મિયાંને સેવ્યાં ખાયાં.

મિયાંભી મિયાં, ને પીંજારડાભી મિયાં. ૮૪૦૦

Der er ikke saa liden Fisk, han stunder jo til at blive en Hval.[1] (ડેનીશ કેહવત.)

મીડાંમાં છીડું પડ્યું.

મીંઢી મસકલી પારે વાર, ને લાંબાં લાંબાં દગ ભરે તે આગલાંનો જીવ લેવા.

કોઈ બાહેરથી એક દેખાવ કરે, પણ અંદરથી તેની મતલબ જુદીજ હોય ત્યારે એમ બોલાય છે.

મીણની પણ શોખ ખોટી.

મીણનો પણ માટી.

A man is a man, though he have but a hose upon his head. (અંગ્રેજી કેહવત.)

Sease velado, y sease un palo.[2] (સ્પૅનીશ કેહવત.)

Though in heart hard as a stone, and worthless as a blade of grass, he is your husband. (તામીલ કેહવત.[3])

You must get a hero or a beggar (for a husband.)(તે.કે.[4])

મીણનો પણ શેઠ. ૮૪૦૫

મીણનો પરમેશ્વર કીધો તે શું કામનો?

He begs a blessing of a wooden god. (અંગ્રેજી કેહવત.)

મીણનો માટીડો.

આવડ વગરનાં, અને મુરખ માણસના સંબંધમાં બોલાય છે.

(ફારસી કેહવત) شیر برفین

મીણનો હાકમ લોહડાંના ચના ચવાડે.

૧. Every little fish expects to become a whale.

૨. Let it be a husband, though it be but a log.

૩. Percival's *Tamil Proverbs*, p. 211.

૪. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 214.

મીઠું નાખીને ખીચડીમાં ભાગ માગે.

તેલ ડાલ ખાલેકા સાઝા. (હિંદુસ્થાની કેહવત.)

મીઠું નાખીને ભાગ ભેલવો. (અથવા) મીઠું મુકીને પાંતી પુરે, (અથવા, ભાગ ભેલે.) (અથવા) મીઠું નાખીને પાંતી ભેલવા આવે. ૮૪૧૦

મીઠું મરચું ભભરાવવું.

મીઠાંની પુતલી સમુદર પર પાણી છાંટવા ગઈ તે પોતેજ પાણી થઈ ગઇ.

મીની પાયને મીંઢું.

મીનીનાં તો હરવાં નામ, ને એ તો વહુજી તમારાંજ કામ.

મીનીબાઇ દુધ પીવા ટમટમીજ રહ્યાંછે! ૮૪૧૫

મીરાંની માનતાને મુજાવર વધારે.

મુઈ ઘો કાચંડામાંથી ન જાય.

મુઇ પાડી લાભમાં.

મુઇ પાડીની મોહટી આંખ.

મુઇ ભેંસને ઘી ઘણું.[1] ૮૪૨૦

A lost fish is always a big one, so the lost child is always beautiful.[2]

मेल्या म्हशीस बारा शेर दूध. (મરાઠી કેહવત.)

મુઇ મા મલવા આવતી નથી.

મુઇ માને ધાવવું તેમાં શો લાભ?

मेल्या आईचें दूध प्यालों नाहीं. (મરાઠી કેહવત.)

મુઇ માને ધાવે ધાવણ આવે?

મુઇ માખની ચરબી કાહડે, (એવું કંજુસ.)

મુઈ માખનું ભેજું કાહડવું. ૮૪૨૫

---

૧. જુઓ કેહવત નાં૦ ૧૮૬૧, તથા તેને મલતી કેહવતો, સફે ૧૭૦-૭૧.

૨. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 22.

મુક મહને, ને ખાઉં તુંને.

મુકયે ખસતું, તો આવે હસતું.

મુકશ ચીસ, તો મેલવશ વીસ.

મુકે ખરતું, તો આવે પગે પડતું.

મુકે તેટલું જાય. ૮૪૩૦

મુખમેં રામ, બગલમેં છુરી, ભણે ગણે ને દિયાનત બુરી. (અથવા) મુખમેં રામ, બગલમેં છુરી, ભક્તિ હએ, લેકીન દિયાનત બુરી. (અથવા) ભગત ભયા, પણ દાનત બુરી. મુખમેં રામ, બગલમેં છુરી. (અથવા) મુખમેં રામ, બગલમેં છુરી, ભગત હુવો, ઔર દાનત બુરી.

God in his tongue, and devil in his heart. (અંગ્રેજી કે.)

Cara de beato, y unas de gato.[૧] (સ્પૅનીશ કેહવત.)

મુગાની પારસી.

મુગાની બોલી મુગાની માએ જાણે.

Only a dumb man's parents understand a dumb person's speech. (કાશમીરી કેહવત.[૨])

મુગે ખાધો માર, નહિ વહાર, ને નહિ બચાવ.

મુગે માર્યું ભકૂ. ૮૪૩૫

મુગો કાંઇ મુવા પછી બોલે?

મુગો મંતર, ને સાડી સતર.

મુછ કરે અલ્લા, ત્યાં હતા બે ચલ્લા, ચલ્લા કહે જે મેરી, ત્યાં હતી બે ઢેડી.

મુછ પર લીંબુ નહિ ઠરવા દેય, (એવું માલેતુજાર.)

મુછ બુડતો દારૂ. ૮૪૪૦

યાને, ઘણો, પુશકલ.

---

૧. A devotee's face, and a cat's claws.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. H. Knowles, p. 93.

મુછનો બાલ.
મુજી, ને મુમલો ન જાણે મુંજી.
મુજે કોઇ ન મારે તો મેં સારે ગાંવકુ (અથવા, શેહરકુ) મારૂં.
મુઝાય નહિ તે મોહટું.
મુઠ ભર દાહડી, તેની અક્કલ સારી. ૮૪૪૫
મુઠ માર્યે એવી કે પાછી વલે.

Kindle not a fire that you cannot extinguish.
Bind so as you may unbind. (અંગ્રેજી કેહવતો.)
Mira que ates que desates.[1] (સ્પેનીશ કેહવત.)
જીન્ને લગાઇ સો બુઝાવેગા. (હિંદુસ્થાની કેહવત.)

મુઠી મુઠીએ બલા ઉઠી.
મુઠીમાંનો જીતે, ને ઓટીમાંનો હારે.
મુડે માથે જતિ નહિ, ને છેડા વાલે સતિ નહિ. (અથવા) મુડે માથું એટલા જતિ નહિ, ને છેડા વાલે એટલી સતિ નહિ. (અથવા) મુડ્યે માથે જતિ નહિ, ને આધું ઓઢયે સતિ નહિ.
મુત— મેમુદી કમાય, ને પૈસા સારૂં ટુંપો ખાય. ૮૪૫૦
મુફ્ત નવાલા બિસમલ્લા.

You have always a ready mouth for a ripe cherry.(અં.કે.)
Ye hae a ready mou' for a ripe cherry. (સ્કૉચ કેહવત.)

મુફ્તકા ખાના, ઓર મસીદમેં સોના.
મુફ્તકા ભાતાં, ને બડી બડી બાતાં.
મુફ્તકા લુકમા ખાવો મેરા લાલ.
મુફ્તકે શરાબ, કાજીને હલાલ કીયા. ૮૪૫૫
મુંબઈ ગામ, ઓરત બનીછ સાંઢ, ને મરદ થયાછ રાંડ.
મુંબઇ માસ્તર, હાથમાં છત્તર, ગજવાંમાં પથ્થર.

---

1. See that you tie so that you can untie.

મુંબઈ માંવલી, કમાવે રૂપિયા, તો પલ્લે રેહવે પાવલી.
મુંબઈ શેહર, બાપ દીકરાને ચોર ઠેરવે.
મુંબઇના શેઠિયા, ને સુરતના વેઠિયા. ૮૪૬૦
મુંબઇની કમાણી, ખોસ ખદરમાં ખમાણી.
મુંબઇની દીવાલી.
મુંબઇનું રળેલું મુંબઇ ખાય, ને મુંબઈનો પૈસો કેડે નહિ જાય.
મુરખ આગલ મુ— , તોકે' કોહદાલાનો ધા.

A good pinch, and a rap with a stick, is a clown's compliment. (અંગ્રેજી કેહવત.)

મુરખ ઢોર જેવું. ૮૪૬૫
મુરખ, નારી, ને નગારાં, કુટયાંજ કામનાં.

Donne, asini, e noci voglion le mani atroci.[1] (ઇતાલ્યન કે.)

Tre Ting giöre ikke godt uden Hugg: Valnödtræet, Asenet, og en ond Qvinde.[2] (ડેનીશ કેહવત.)

Nothing will frighten a wilful wife but a beating.(ચી.કે.[3])

मर्दना हुण वर्धनं ॥[4] (સંસ્કૃત કેહવત.)

મુરખ પાસે કાગળ નહિ બોલે.
મુરખ પાસે જ્ઞાન શું?

With a fool and a knave, there's no conclusion. (અં. કે.)

મુરખ મનમાં વિચાર કરે કે હું રળું ને બધાં ખાય, પણ સુક્કાં કાષ્ટ[5] મધેનો કીડો તેને કોણ પાણી પાય? (અથવા) સુક્કાં લાકડાંમાં જીવડો તે કતકત થાય, ને તેને ખદાય વગર પાણી કોણ પાય?

---

૧. Women, asses, and nuts require strong hands.

૨. There are three things from which no good can be got without a beating: a walnut-tree, a donkey, and a shrew.

૩. Scarborough's *Chinese Proverbs*, p. 377.

૪. Pounding improves the disposition. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 442. ૫. લાકડું.

(અથવા) મુરખ મન મમતા કરે, હું રહું ને સર્વ ખાય, સુક્કાં કાષ્ટમાં જીવડો, તેને પાણી કોણ પાય?

મુરખ મિત્ર કરતાં દાનાવ દુશ્મન સારો.[1] ૮૪૭૦

મુરખ મિત્ર દુશ્મનની ગરજ સારે.

મુરખ મિત્ર વેરીને ઠામ.

મુરખ મીલે તો ક્યા કરના?

O mal, que nao tem cura, he loucura.[2] (પોરચુગીઝ કેહવત.)

મુરખ સાથે ગોઠડી, પગ પગ હોય વિનાશ, મુરખને પ્રતીબોધતાં, મને સામો થયો સંતાપ.

મુરખકી યારી બુરી, ભલો સજ્જનકો ત્રાસ, જ્યું સુરજ ગરમી કરે, તબ બરસનકી આસ. ૮૪૭૫

He is na the fool that the fool is, but he that wi' the fool deals. (સ્કૉચ કેહવત.)

(ફારસી કે.) دوستی جاهل بدوستی خرس می ماند

મુરખની વાતો ભલી, કે જે વાતે ધડ જાય, (અથવા, ઘર જાય,) પંડિતની લાતો ભલી, કે જે લાતે ગુણ થાય.

મુરખનું નામું ભીંતે.

A white wall is a fool's paper. (અંગ્રેજી કેહવત.)

Muraille blanche papier de fou.[3] (ફ્રેંચ કેહવત.)

Muraglia bianca, carta di matto.[3] (ઈતાલ્યન કેહવત.)

મુરખનું મલવું, ને માંકડાનું દલવું.

મુરખને ઉપદેશ, તે આપનારને કલેશ.

Fools are not to be convinced. (અંગ્રેજી કેહવત.)

Daare lader Raad gaae ind ad det ene Ore, og ud ad det andet.[4] (ડેનીશ કેહવત.)

૧. જુઓ કેહવત ના૦ ૫૨૮૧, તથા તેને મલતી કેહવતો, સફે ૪૮૩.
૨. The malady that is most incurable is folly.
૩. A white wall is the fool's paper.
૪. Advice to a fool goes in at one ear and out at the other.

Giving advice to a stupid man is like giving salt to a squirrel. (કાશ્મીરી કેહવત.[૧])

It is difficult to climb a steep hill, but ten times more difficult to teach a fool.[૨]

Talk not much with a fool, and go not to him who hath no understanding.—ECCLESIASTICUS, xxii, 13.

मूर्खेण किं भाषणं ॥[3] (સંસ્કૃત કેહવત.)

મુરખને કાન હોય, પણ શાન ન હોય. ૮૪૮૦

He who is born a fool is never cured. (અંગ્રેજી કેહવત.)

Il ne faut jamais défier un fou de mal faire.[૪] (ફ્રેંચ કે.)

મુરખને માથે તે કાંઇ સીંગડાં હશે?

मूर्खास शिंगें का असतात ? (મરાઠી કેહવત.)

મુરખનો (અથવા, બેવકુફનો) પાદશાહ.

મુર્ખેંજો સરદાર. (કચ્છી કેહવત.)

મુરખનાં (અથવા, ગાંડાનાં) ગામમાં ત્રણ તેરસ.

મુરતમાંજ અપસગન.

Chi mal comincia, peggio finisce.[૫] (ઇતાલ્યન કેહવત.)

What ! a caret in the commencement. (તેલુગુ કેહવત.[૬])

प्रथमकवले मक्षिकापातः ॥[७] (સંસ્કૃત કેહવત.)

(ફારસી કેહવત.) اوّل بسم الله غلط

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. H. Knowles, p. 149.

૨. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 10.

૩. What speech with a fool? Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 447. ૪. Never challenge a fool to do wrong.

૫. He who begins ill, finishes worse.

૬. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 8.

૭. Fall of a fly into the first morsel (of food.) Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 435.

મુરદાં ઉપર બેસીને લાડુ ખાવો. ૮૪૮૫
મુરદાં બેહેસ્ત જાવો, કે દોજખ. (અથવા) મુરદાં બેહસ્ત જાવો કે દોજખ જાવો લેકીન મુલ્લાંકુ તો હલવા ખીલાવો. (અથવા) મુરદાં બેહસ્ત જાવો કે દોજખ, કાજીને હલવો ખાવાસે ગરજ.

What does it matter whether the kingdom he has not possession of prospers or decays ?(તેલુગુ કેહવત.[૧])

મુરદાં બેહશ્ત જાવ, યા દોઝખ, મુલ્લાંકો હલવે માંડેસે કામ. (હિં.કે.)

મુરદાં, (અથવા, મુવાં) મસાને ગયાં તે કાંઇ પાછાં આવેછ?
મુરબ્બી વડે મુરબ્બો ખવાય. (અથવા) મુરબ્બી વગર કાંઇ મુરબ્બો ખવાય?

(ફારસી કેહવત.) مربي بيار و مربا بخور

મુરબ્બી હોય તો મુરબ્બો ખાય, ને વગર મુરબ્બી મરાયો જાય.
મુરો, તો ભાંજું તાહરો ગુરો. ૮૪૯૦
મુલતાનકે મલજી, દિલ્લેકે લાલે, સુરતકે ભાઇ સાહેબ, ભિખ મંગનેકુ ચલે.
મુલમાં સાટું, કાંઇ તોલમાં સાટું?
મુલાના ચોરને મેચકાના માર (ન ઘટે.)
મુલાના ચોરને મોઘરીનો માર.
મુલાની કાતરી જેવા રૂપિયા. (અથવા) મુલાના પતીકા જેવા રૂપિયા. ૮૪૯૫

યાને, જેમાં કાંઈ વરવાંઘો નહિ નિકલે એવા સાચા ને ખરા.

મુલાની પણી ઝાડવાંમાં લેખાય નહિ. (અથવા) મુલાપણુ તે કાંઇ ઝાડમાં લેખું? (અથવા) મુલાપણી કાંઈ ઝાડમાં નહિ ખપે.
મુલામાં મીઠું, ને કેલાંમાં ખાંડ.
મુલે હું, ને વલી તમારા ભાઇ ગામ ગયા.

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 177.

મુલ્લાં ચોર, બાંગ ગવાહી, શાખ પુરે માહરો માવજીભાઇ.

મુલ્લુ' ચોર, ને બાંગો ગોવાઈ. (કચ્છી કેહુવત.)

મુલ્લાં મરે, ને મસીદે દીવો થાય. (અથવા) મુલ્લાં મરશે ત્યારે મસીદે દીવો થશે. ૮૫૦૦

મુલ્લાંજીની ગાયને સૌ કોઇ પંપાલે.

મુલ્લાંજીની બાંગ.

મુલ્લાંની દોર મસીદ સુધી.

A mullah's beat is to the mosque. (કાશમીરી કેહુવત.[1])

મુલ્લાંજી ધોડ મીસીદ સુધી. (કચ્છી કેહુવત.)

મુલ્લાંકી દોડ મસીદ તક. (હિંદુસ્થાની કેહુવત.)

મીયાં કે દોડ મહજીદ લે. (બિહાર કેહુવત.[2])

सईयाची धांव कुपणा पर्यंत. (મરાઠી કેહુવત)

મુલ્લાંનું વહાન દામાદોલ, મીસ્તરી પંદર, ને વાહડિયા સોલ.

મુવા કાકા મડીયા, તે થયા અચડીયા, (અથવા, ચગડીયા.) ૮૫૦૫

મુવા ખાય, જીવતા ખાય, ને મરે ત્યારે એહદીનની ખાંધે એસીને જાય.

મોબેદોના સંબંધમાં વપરાય છે.

મુવા તેનું બીજું દાહડું.

Death's day is doom's day. (અંગ્રેજી કેહુવત.)

મુવા નહિ, ને પાછા થયા.

મુવા નહિ, ને માદા પડ્યા.

મુવા પછી ભીંત થાય. ૮૫૧૦

મુવા પછી માલ, ને ગોલણુ ગાડાં ભરે.

મુવા પછી વૈદને શોધવો.

Après la mort le médecin.[3] (ફ્રેંચ કેહુવત.)

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 135. ૨. Christian's *Behar Proverbs*, p. 128.

૩. After death the doctor.

મુવા પછી સૌ વખણાય.
મુવા પાછલ ગાડાં.
મુવા પાછા નહિ આવે. ૮૫૧૫
મુવા પેહલી મોહકાણ.
મુવા પેહલાં ઘોર ખોડવી, (અથવા, દાહડો કરવો.)
મુવા બાપની મોહટી આન. (અથવા, આંખ.)
મુએ બાપકી (અથવા, બેલકી) બડી બડી આંખેં. (હિંદુસ્થાની કે.)
મુવા મોર મોહકાણ.
મુવા સમાન શોક નહિ, વિવાહ સમાન હરખ નહિ. ૮૫૨૦
મુવાની આળસે જીવવું. (અથવા) મુવાની આળસે જીવનાર એદીઓ.
મુવાને મારવો.
મુવું મસાન સારૂં, પણ જીવતું રસાન[1] માઠું.
મુવે ચાકર, જીવતે જોગી. (અથવા) મુવે ચાકર ખાય, ને જીવતે જોગી ખાય.
મુવે માઠું થાય. ૮૫૨૫
મુવે મુસલમાન, ને જીવતાં ક્રીશ્ચીઅન (જેવી હાલત.)
મુવે મોહકાણ.
મુવે સીધ્ધી, કાંઇ રૂવે સીધ્ધી છે?
મુવેલા સિંહને ધધેડો લાત મારે.

Den todten Löwen kzann jeder Hase au der Mähne zupfen.[2] (જરમન કેહવત.)

Quando il leone è morto, le lepri gli saltano addosso.[3] (ઇતાલ્યન કેહવત.)

Ook hazen trekken een leeuw bij den baard als hij dood is.[4] (ડચ કેહવત.)

---

૧. મારેલી ધાતુ. ૨. Every hare may pluck the dead lion's mane.
૩. When the lion is dead the hares jump upon his carcass.
૪. Even hares pull a lion by the beard when he is dead.

મુવેલી માછણુ સારી, પણુ જીવતી ધાંચણુ ભારી. ૮૫૩૦

મુવેલું કુતરૂં ક્યાં લઇ જાવોછ? લે તાહરેજ બારણે!

મુવેલું કુતરૂંબી નહિ છોડે (એવું માણસ.)

ધરમમાં અટકાવ કીધેલો ખોરાક ખાનારના સંબંધમાં વપરાય છે.

મુવેલો માથું ન ઉંચકે.

What! are you afraid of him that died last year?

Dead men tell no tales. (અંગ્રેજી કેહુવતો.)

Todte Hunde beiszen nicht.[૧] (જરમન કેહુવત.)

Doode honden bijten niet.[૧] (ડચ કેહુવત.)

Uomo morto non fa guerra.[૨] (ઈતાલ્યન કેહુવત.)

Homem morto, nao falla.[૩] (પોરચુગીઝ કેહુવત.)

The dead dog will bite no more. (તામીલ કેહુવત.[૪])

I have never heard of the old man becoming young, nor the dead man coming to life.[૫]

સિરકટા આવાઝ નહિ કરતા.

મુવા ઘોડા કભી ઘાંસ ખાતા હએ? (હિંદુસ્થાની કેહુવતો.)

મુઅલો ઘોડા ઘાંસ ખાલા? (બિહાર કેહુવત.[૬])

سر بریده بانگ نکند

مرده سخن نمیکند

(ફારસી કેહુવતો.) مار مرده نمی گزد

મુવેલો વાઘ મારવો.

મુવેલો સાંપબી સંગ્રેહલો કામ આવે. ૮૫૩૫

---

૧. Dead dogs don't bite.

૨. A dead man does not make war.

૩. A dead man does not speak.

૪. Percival's *Tamil Proverbs*, p. 317.

૫. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 23.

૬. Christian's *Behar Proverbs*, p. 73.

મુવેલાંને મારવું (એ સારૂં નહિ.)

It is a base thing to tear a dead lion's beard off.

It is a base thing to tread upon a man that is down.

Pour not water on a drowned mouse. (અંગ્રેજી કેહુવતો.)

Scorticar il cane scorticato.[૧] (ઈતાલ્યન કેહુવત.)

A moro muerto gran lanzada.[૨] (સ્પૅનીશ કેહુવત.)

A mouro morto, grao lançada.[૩] (પોરચુગીઝ કેહુવત.)

To beat a tired man. (કાશમીરી કેહુવત.[૪])

Why additional pain to one already in grief?(તામીલ કે.[૫])

To throw stones on a man in a well. (ચીનાઈ કેહુવત.[૬])

(ફારસી કેહુવત.) مردی نه بود فتاده را پای زدن

મુવેકો ક્યા મારના.

મુવે પર સો દુર્રે. (હિંદુસ્થાની કેહુવતો.)

મરે પર સો દુરાં. (બિહાર કેહુવત.[૭])

મુવો નહિ, ને ભુત થયો.

મુવો માટી જુધે,[૮] ને મુઇ ભેંસ દુજે.

મુવો વર, ને બલી જાન.

મુવો હાથ માબાપનો. ૮૫૪૦

મુવો હાથી લાખનો.

હજાર ટૂકડેમેં હાથી કટા તોભી સવા લાખ ટકેકા. (હિંદુસ્થાની કે.)

મુવાં પુઠે ગાડાં જાય. (અથવા) મુવાં પછી ગાડાં ફરે.

મુવેલાંની પુઠે બદગોઈ કરનારની સામે બોલાય છે.

મુવાં મસાન નહિ જઇએ, ને જીવતાં ભેસાન નહિ જઇએ.

---

૧. To flay the flayed dog. ૨. A great lance to a dead Moor.

૩. A great thrust of a lance at a dead Moor.

૪. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 127. ૫. Percival's *Tamil Proverbs*, p. 362.

૬. Scarborough's *Chinese Proverbs*, p. 152.

૭. Christian's *Behar Proverbs*, p. 60. ૮. લડે.

મુવાં મુરદાં કાંઈ જીવતાં થઇ શકતાં નથી.
મુવાં મુરદાં પાછાં નહિ આવે, (અથવા, જીવે નહિ.) ૮૫૪૫
મુવાં મુરદાંને જીવતું કરવું.
મુવાંને ઘેર કાંઇ ઢોલ વાગે ?
મુવાંને ઘેર મોહકાણ હોય.
મુવાંને તેડવા ગયો!
(ફારસી કેહવત.) پندارم که آبش برده
મુવાંને રોજી, ને જીવતાંને બેહેસ્ત! ૮૫૫૦
મુવાંનાં મોહડાં પરથી લીએ (એવું લુચ્છું માણસ.)
ગુજરેલાંનાં મોહમાં પૈસા અથવા તો અનાજ મુકવાનો ચાલ કેટલાક હિંદુઓમાં છે.
મુસર્યું પકડીને મસાને બેઠો.
મુસલને અંકુર ફુટે નહિ.
મુસલમાનને નાહતાં વાર, ને હિંદુને જમતાં વાર.
મુસલે[1] ઢોલ કુટવાં. ૮૫૫૫
મુસાજી પઢે, ને ખોદાજી સમજે.
મુસાનો ભાઇ ઇસો ગવાહી. (અથવા) ઈસો શાખ, ને મુસો ગવાહી.[2]
મુસો નિશાલમાં બેઠો, ને મસીદમાં આગ લાગી.
મૂળ વાધરી, તેમાં વલી લુટાયા.
મૂળમાં માટી નહિ, ને સાસરે સંધેસો. ૮૫૬૦
મૂળમાં માટી નહિ, ને સંધમાં સાથી નહિ.
મૂળમાં મિયાં ગાંડા, ને વલી ગાંજો પીએ. (અથવા) મૂળ મિયાં ગાંડા, ને વલી ભાંગ પીધી.
મૂળમાં મીથું નહિ મલે, ને ગામમાં ન્યાત કરવા જાય.

૧. મુસલ—અનાજ ખાંડવાનું લાકડું.
૨. જુઓ કેહવત નાં૦ ૪૪૫, સર્ફ ૩૩.

મૂળમાં મુલજી કુમારા, ને સાલાનાં લગન પુછે!

મૂળમાં રેડે તો પાતરાં પીએ. ૮૫૬૫

મેં કહ્યું જે ખા, ને તેં કહ્યું જે ના, હવે ચાર જણાની ખાંધે ચહડ્જો તો રામ રામ કરતો જા! (અથવા) મેં કહ્યું જે હા, ને તેં કહ્યું જે ના, ને ચાર જણની ખાંધે ચહડીને વેહલ્લાં વેહલ્લાં જા!

બખીલ માણસ પોતાની દોલતનો ઉપ્યોગ કર્યા વિના મરી જાય તેના સંબંધમાં બોલાય છે.

મેં કહાં કહતી હઉં કે પડોસીકા લડકા કાના હએ?

"એક બીબીને ત્યાં લગન થયાં. જાન આવીને પડોસીના ઓટલા ઉપર બેઠી. પાડોસણને બીબી ઉપર વેર, તેથી જાનમાં આવેલાંઓને સમજાવે કે "મેં કહાં કહતી હઉં કે પડોસીકા લડકા કાણા હએ?" જાનમાંના લોકોએ તપાસ કીધી તો વરરાજા કાણો હતો."

I am not abusing you, my good son of a slut. (તેલુગુ કે.[1])

મેં છોડું, પણ કમલી મુજે કયું છોડે?

મેં તુંને પાલ્યો, ને તું મહને પાલ, ને સજાતનો જણ્યો હોય, તો માહરી ચહડી સાંધણ વાલ, (અથવા, પાડે પાડ વાલ.)

મેં તુમેરી ક્યા બકરી હઉં કે પાન ખાઉં? ૮૫૭૦

મેં તેરી ગઉવા.

મેં તો મરૂં તો મરૂં, પણ થને રાંડ કરૂં.

મેં નહિ મારી, મેં નહિ કુટી, ને હું જાઉં માહરે મહીએર રૂઠી, માહરો રોટલો રાખજે સાંતી, હું આવશ વેહણાંમાં ઉઠી. (અથવા) મેં નહિ મારી, મેં નહિ કુટી, માહરો રોટલો રાખજે સાંતી, હું ખાવશ સહવારે ઉઠી.

મેં બોલું તો અબી ફ્રાક, ને મેરા બાવા બોલે તો કલ ફ્રાક.

મેં માર્યા, ને મેં જીવાડ્યા. ૮૫૭૫

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 192.

મેં મેં મેં બકરી કરે, ગલા કટાયા જાય, તુંહી તુંહી તુંહી મેના કરે, બેઠી મેવા ખાય. (અથવા) મૈ મૈ મૈ બકરી કહે, તુરત મારી જાય, મૈના મૈના મૈના કહે, બેઠી સકર ખાય.

મેં શું ગધેડી પકડી?

મેં સબકા ખાઉં, લેકીન મેરા ખાવે સો મર જાવે!

મેઘજીભાઇ વરસ્યા તો વાડમાં, નહિ તો ખેતરમાં પણ નહિ.

મેઘજીભાઇ સધાવ્યા, ને ખાલી હાથે આવ્યા. ૮૫૮૦

મેઘલ્યો વરસે, ને સરોવર ભરે, ને કદી નહિ માગું દાન, ને જો એક વેલા હું માગું દાન, તો કદી નહિ જીવે જેહાન.

મેંઢાં પુઠે મેંઢું ચાલે.

One sheep follows another. (અંગ્રેજી કેહવત.)

Trinkzt eine Gans, so trinkzen sie alle.[1] (જરમન કેહવત.)

Ovejas bobas, por do va una, van todas.[2] (સ્પેનીશ કેહવત.)

Als één schaap over den dam is, volgen de anderen.[3] (ડ.કે.)

One Pandit with another Pandit is like a mountain-crow. (કાશમીરી કેહવત.[4])

When one sheep leads the way all the rest follow. (ચી.કે.[5])

मतानुगतिको लोको न लोकः पारमार्थीकः[6] (સંસ્કૃત કેહવત.)

મેંઢાંની જાત. (અથવા) મેંઢાંનું ટોલું.

મેંઢાંનાં ચામડાંમાં વરૂં.[7]

He is a wolf in a lamb's skin. (અંગ્રેજી કેહવત.)

---

૧. When one goose drinks, all drink.

૨. Silly sheep, where one goes, all go.

૩. When one sheep is over the dam, the rest follow.

૪. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 28. ૫. Scarborough's *Chinese Proverbs*, p. 6.

૬. Following those gone before, people reason not. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 402.

૭. અંગરેજી કેહવત "A wolf in sheep's clothing" ઉપરથી આ કેહવત ગુજરાતીમાં આવેલી જણાયછે.

A sheep in appearance, but a wolf at heart. (કા. કે.[1])
Outside he wears a sheep's skin, inside he hides a wolf's heart. (ચીનાઈ કેહવત.[2])
To wear a cow skin, and spring like a tiger. (તામીલ કે.[3])
Beware of false prophets, which come to you in sheep's clothing, but inwardly they are ravening wolves.—MATT., vii, 15.

મેદાનમાંની તલવાર, જે ઉઠાવે તેના બાપની. ૮૫૮૫
મેના મોહલમાં છાજે, ને હાથી દરબારમાં શોભે.
મેંબી ઘસું, તુંબી ઘસ.
મેંબી નવાબ ભરૂચકે!
મેમણુ અને માછલું, સામા પૂરે ચાલે.
મેરા તેલ ગયા, ને તેરા ખેલ ગયા. (અથવા) ગંગલી તેરા તેલ ગયા, તો ગંગલી મેરા ખેલ ગયા. ૮૫૯૦
મેરા તો ન્યા, ને તેરા તો ક્યા!
મેરા નામ બહાદરખાં!
મેરા બાપકી શેઆદી હુઇ જબ બારા કોશકા (અથવા, ગાંવકા) માંડવા પાડા! તોકે' ભાઇ! બીચમેં કુચ આડી ખાડી નડી'તી કે નહિ?
મેરી અઘેલી મત ભુલ્યો.
મેરી આંખે પાટા, તો મેં ક્યા જાણું તેરી પીયરકી બાતા? ૮૫૯૫
મેરી ગધેડી પર કોણુ બેઠા? તો બાવાજીકા બેટા! ઉતર બેટા મેં બેઠું!
મેરી તો હા, ને તેરી તો ક્યા?

Is the property of the elder sister rice, and that of the younger bran? (તામીલ કેહવત.[4])

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 63. ૨. Scarborough's *Chinese Proverbs*, p. 229.
૩. Percival's *Tamil Proverbs*, p. 416. ૪. *Ibid*, p. 5.

મેરી પડોસણ ચાવલ છરે, ને મેરે હાથ ફફોલા પડે.
મેરી બકરી મન કરે તો બાઘકુ મારે.
મેરીબી ચુપ, ને તેરીબી ચુપ. ૮૬૦૦
મેરૂતણો મહિમા નવ દિઠો, કરે વખાણ તે કાંકરનો, ખાખરની ખીલોડી અંગદ, સ્વાદ શું જાણે શાકરનો?

Is an atom the great Meru? (તામીલ કેહવત.[૧])

The frog mounted on a clod said he had seen Kashmir. (અફઘાન કેહવત.[૨])

મેરેકુ કોઇ નહિ મારે તો મેં સારા ગાંવકુ મારૂં.

હમરાકે કેહૂ ના મારે તો હમ સન્સારકે માર આઇ. (બિહાર કે.[૩])

(ફારસી કેહવત.) مشت نا خورده بمشت خود میسازد

મેરો ચિંત્યો હર ના કરે, કાંહાં કરૂં મેં ચિંત, હરકો ચિંત્યો હર કરે, તાપર રહું નચિંત.
મેલ કરવત! મોચીના મોચી!
મેલ ગોલા ગપ, શું કીડી વજાડે ડફ? ૮૬૦૫
મેલ્યું રાજાનું રાજ જાય. (અથવા) મેલ્યાં રાજપાટ જાય. (અથવા) મુકેલાં રાજાનાં રાજ જાય.

A man may lose his goods for want of demanding them. (અંગ્રેજી કેહવત.)

મેલા ને રૂપિયાના થેલા, ધોતા ને રૂપિયાના ખોટા.
મેલે કપડે વેહવાર્યો, ને ધોતે કપડે દીવાલ્યો.
મેશના કે કોશના, પડ્યા તે પડ્યા.
મેંસાણા[૪]ના ભાટ જમે કાલ.[૫] ૮૬૧૦

---

૧. Percival's *Tamil Proverbs*, p. 17.
૨. Long's *Eastern Proverbs and Emblems*, p. 124.
૩. Christian's *Behar Proverbs*, p. 76.
૪. ગાયકવાડીનાં કડી પરગણાંમાં આવેલું એક ગામ.
૫. એની સમજણ માટે જુઓ "કઉતક માલા અને બોધ વચન", સફે ૨૧૭.

મેહ ને મેહમાન ક્યાં સુધી?

મેહ રહે, પણ માંડવો રહે નહિ.

મેહતા મારે મોત બિન, કલમતણી તલવાર, કદી ઘાવ રૂઝે નહિ, એસા મેહતાકા માર.

મેહતાજી ત્યાં નિશાળ્યા જાય, કોઈ મૂરખ રહે, કોઇ પંડિત થાય.

મેહતાજી મારેએ નહિ, ને ભણાવેએ નહિ. (અથવા) મેહતા મારે પણ નહિ, ને ભણાવે પણ નહિ. ૮૬૧૫

મેહતાજીની સોટી, ને ઘી ગોલની (અથવા, ઘી ખાંડની) રોટી.

મેહતાની માના જેટલો મૈયડ.

મેહનત કરીને ગોલ ખાવો તેમાં ગણેશને શો પાડ?

મેહનત બરબાદ, ને ગુનાહ લાજમ.

સબ ગૂર મટ્ટી હુવા. (હિંદુસ્થાની કેહવત.)

(ફારસી કેહવત.) محنت برباد گنہ لازم

મેહનત વગર કાંઈ મલે? ૮૬૨૦

He who will not work shall not eat. (ચીનાઈ કેહવત.[1])

This we commanded you, that if any would not work, neither should he eat.—1 Thess. iii, 10.

મેહનતુ ચોર, ચોટ્ટા ખુશાલ.

મેહમની ઓરડી, ને મજગામના બાવર, ને કોણને પૈસે કોણ થાય દાવર.

મેહર ત્યાં લેહર.

મેહર તે સરોશ નહિ થતા, ને સરોશ તે મેહર નહિ થતા.

મેહરબાન રબ, તો જખ મારે સબ. ૮૬૨૫

મેહરિયાન[2] આવ્યું, ને સૌને લાવ્યું.

મોગલાઇ ગત કરવી.

મોગલાઇ રાજ.

૧. Scarborough's *Chinese Proverbs*, p. 310. ૨. મેહરંગાનનું જશન.

મોગલાઇ વાજું.
મોઘરાં વાવવાં. ૮૬૩૦
મોઘા માલ પરોણા જમે. (અથવા) મોઘું ઘી પરોણો જમે.
મોઘી સુંઠ ને સોંગી સરી, ને લેવા ગીયા ત્યારે બેઉ ગઇ સરી.
મોઘું ને મોહત કોઈના હાથમાં નથી.
મોચી ચામડાં ચુંઠે, ને લોકને પુછે કે "હું શેનો છું?"
મોચી પોતાનું ચામડું જોઇને પણ બલે. ૮૬૩૫
મોચી ભંગીમાં નાત્રું કરે, ને રાત ધરીને પાછાં ફરે.
મોચીની દીવી જેટલું.
    યાને, નાઘલું, ટુંકાં કદનું.
મોચીની મામી મોશાલાં પેહરે, ને મા ને બાયડી કોરડી.
મોચીની રાંડ નાતરૂં કરે, ને મોચી બેઠો બખ્યા ભરે.
મોચીની વઢવાડ, ને ગામની ગમત. ૮૬૪૦
મોચીને ઘેર જમવું, ને મઠનું ચુરમું.
મોચીને બારણે જઈને મર કે ચામડું કામ આવે!
મોચીનાં સીવ્યાં મોચીને વાગે. (અથવા) મોચીનાં સીવેલાં મોચીનેજ ભારી.
મોજ તો મોંઘીજ હોય.
મોજ મોંઘી, ને ફજેતી સોંઘી. ૮૬૪૫
મોડું પરણવું, ને મરવા વાટ જોવી.
મોડે ઉઠે લાભ કે વેહલે ઉઠે લાભ, (તેની કોણને ખબર?)
મોડો આવી ચવેણું માગે તે જાતનો કડિયો, પુરૂં લેઈને ઓછું આપે તે જાતનો કણિયો, સુન્નું ચોરી લાખ મારે તે જાતનો જરિયો, એ ત્રણડોને ઘેર ક્યારે જઇએ કે પુરા હોઇએ ગરજી, કપડું ચોરી પૈસા માગે તે જાતનો દરજી.
મોઢનો પંડિત, ને ઔદીચનો મૂરખ.
મોતી જેવું મોહત. ૮૬૫૦

મોતી દોરે, ને સવાર ઘોડે (શોભે.)

મોતી વીંધતાં ભાગે એક, ને મન ભાગે કબોલ[૧].

મોતીએ મોતી વીંધાય, પથ્થરે મોતી નહિ વીંધાય.

મોતીકી શોભા નાસીકા, રતનકી શોભા કરન ઝુલન, સોનેકી શોભા છતીઅન પેહરન, માણકકી શોભા કર રખન.

મોતીના દાના જેવા (અક્ષર, વગેરે.) ૮૬૫૫

મોતીની પેહરતી રોતી.

મોતી પર ખરચેલા પૈસા પાછલથી બરાબર ઉપજી શકતા નથી તે ઉપર બોલાયછે.

મોતીની મા રોતી, ને સોન્નાની મા પણોતી.

મોતીનું આબ તે કેટલું? (અથવા) મોતીનું પાણી કેટલું?

યાને, માણસની આબરૂ એક એવી તકલીદી ચીજ છે કે જેને જતાં વાર લાગતી નથી.

A wounded reputation is seldom cured. (અંગ્રેજી કેહવત.)

મોતીનાં પાણી ઉતર્યાં તે ઉતર્યાં, (પાછાં નહિ આવે.)

યાને, એક વખત આબરૂ ગઈ તે ગઈ, પાછી નહિ આવે.

મોદી, ને સાત ગધેડી છોડી. ૮૬૬૦

મોબેદની રીતમાં પદાન, ને ગોરાણીની રીતમાં વેલણ.

મોબેદનો દીકરો ઢોલમાંબી ને ધપકડામાંબી.

મોબેદનો હું દીકરો, જીવતાં ભખી ખાશ, આંકો જ્યારે આવશે, ત્યારે ખાંધે બેસી જાશ.

મોભ ભાંજીને ગીલ્લી કરવી, (અથવા, ધારણ કરવી.)

To cut down an oak, and plant a thistle. (અંગ્રેજી કેહવત.)

કડી કાટ બેલન બનાના. (હિંદુસ્થાની કેહવત.)

(ફારસી કેહવત.) بیخ دیوار کند و بام اندود

૧. કબોલથી; ખરાબ સખુનથી.

મોભની ગાં— સો ખીલા, ને વલીમાં એક. ૮૬૬૫
મોર નાચી નાચીને પગ હેઠલ, (અથવા, પગ ગમી, પગ સામું) જોય. (અથવા) મોર નાચી નાચીને પગ સામું જોઇને રડે.

Pfau, schau deine Beine.[૧] (જરમન કેહવત.)

મોર ઘણું નચે, પણ પગ વિંગા. (કચ્છી કેહવત.)

નાંચ કાછ એલે મોરવા ગોડવા દેખિ ઝંવાય. (બિહાર કેહવત.[૨])

મોર પીછે રળિઆમણો, ને વગર પીછે બાંડો.
મોરના પગ પાતલા.
મોરની ચાલ તિત્તર ચાલે. (અથવા) મોરની સુહજે તિત્તર ચાલે.
મોરની ચાલ તિત્તર ચાલે તો પોતાનીબી ભુલે.[૩] ૮૬૭૦

Det sömmer ikke Spurv at gaae i Tranedands.[૪] (દેનીશ કે.)

A crow learnt to walk like a cuckoo, and forgot his own walk. (કાશમીરી કેહવત.[૫])

As in attempting to walk like a swan, the crow lost even its natural gait. (તામીલ કેહવત.[૬])

મોરને મસે ચોર, ચોરને મસે મોર.
મોરનાં ઈંડાં, (અથવા, પીછાં) કાંઈ ચિતરવાં પડે? (અથવા) મોરનાં ઇડાંમાં ચિત્રામણ શાં જોવાં? (અથવા) મોરનાં એડાં ક્યાં ચિતરવાં પડે, તે તો રંગેલાં, ભરેલાં, ને જોરથી ચહડેલાં.

મોરજા ઇંના ચિતરેઙી જરૂર નાંએ. (કચ્છી કેહવત.)

મછીકે બચ્ચેકુ તેરના કોન સીખલાવે. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. Peacock, look at your legs.
૨. Christian's *Behar Proverbs*, p. 142.
૩. જુઓ કેહવત નાં૦ ૧૧૮૫, તથા તેને મલતી કેહવતો, સફે ૧૦૫.
૪. It does not become the sparrow to mix in the dance of the cranes.
૫. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 101. ૬. Percival's *Tamil Proverbs*, p. 57.

મોરનાં પીછમાં કાગડો.

The bird has put on peacock's plumes; the poor man apes the rich.[1]

(ફારસી કેહવત.) بیال دیگر پرواز می کند

મોરા,[2] ને સુનાના તોરા.

મોરી ઉંધાડી, ને નલને દાટો.[3] ૮૬૭૫

મોલું દહી દાંત પાડે.

મોસાલ જમવું, ને મા પિરસનાર.

મોસાલ વિવાહ, ને મા પિરસણી.

મોસાલું મલપતું આવે.

મોહકાણના સમાચાર. ૮૬૮૦

મોહકાણનો પાટલો.

મોહટા એટલા ખોટા.

Great and good are seldom the same. (અંગ્રેજી કેહવત.)

મોહટા કરે મોહટાઇ, ને ગરીબ જાય અટવાઇ. (અથવા) મોહટો કરે મોહટાઇ, (અથવા, બડો કરે બડાઇ,) તો ગરીબ જાય અટવાઇ.

મોહટા જે કરે તે છાજે, ઉપર ઢોલ ધમાણાં વાજે. (અથવા) મોહટા જે બોલે તે છાજે, ઉપર ઢોલ ધજામણા વાજે; નાહનું જે બોલે તે વાયે જાય, ને ઉપર ગરદા પાટુ ખાય.

A great man's foolish sayings pass for wise ones.

All things that great men do are well done. (અંગ્રેજી કે.)

La raison du plus fort est toujours la meilleure.[4] (ફ્રેંચ કે.)

---

૧. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 17.

૨. સુરતની પાસે આવેલું એક ગામ.

૩. જુઓ કેહવત નાο ૨૩૨૦, તથા તેને મલતી કેહવતો, સફે ૨૨૦.

૪. The arguments of the strongest have always the most weight.

Bei groszen Herren musz man fünf gerade sein lassen.[1]
(જરમન કેહવત.)

If you have money your words are taken for truth; if not they are taken for lies. (ચીનાઈ કેહવત.[2])

મોહટા બાપનું નામ, ને નાહલા બાપનું કામ. ૮૬૮૫

મોહટા માનના ભુખ્યા, ને ગરીબ ધાનના ભુખ્યા.

મોહટા લોક, ને ચરેલા લોક (બરાબર.)

Great wits to madness sure are near allied,
And thin partitions do their bounds divide. (અંગ્રેજી કે.)

મોહટા લોકનું બોલવું, ને ઉંદરનું ખોદવું (બરાબર.)

મોહટા લોકનો ભરૂસો નહિ. (અથવા) મોહટા લોકનો ભરૂસો નહિ, ઘડીમાં એમબી ફરે, ને ઘડીમાં એમબી ફરે.

મોહટા સાથે નાહનો જાય, મરે નહિ ને માંદો થાય. ૮૬૯૦

મોહટા સાથે મોહી, ને પગની (અથવા, સુન્નાંની) ઝાંઝર ખોઇ. (અથવા) મોહટા સાથે મોહી, તે હાથની ઝાંઝરી કાહડેલી ખોઇ.

A poor man associating with a rich man will soon be too poor to buy even a pair of breeches. (ચી. કે.[3])

મોહટા સાથે વેર ન કીજીએ.

મોહટા સંગ મોહટો મલે, કરે શોખઇની વાત, ખોટા સંગ ખોટો મલે, ધરે હસી હસીને હાથ.

The powerful associate with the powerful, sandal paste mixes with camphor. (તામીલ કેહવત.[4])

મોહટાના કાન કાચા હોય.

મોહટાના પગરખાંમાં કોણ પગ ઘાલી શકે? ૮૬૯૫

મોહટાની ગાં—માં પેસીએ તો દબાઇ મરીએ.

---

૧. With great men one must allow five to be an even number.

૨. Scarborough's *Chinese Proverbs*, p. 448. ૩. *Ibid*, p. 446.

૪. Percival's *Tamil Proverbs*, p. 290.

મોહટાની ચાકરી કીધેલી ઘેસ નહિ જાય.
મોહટાની છાસ પોટલે વેચાય.
મોહટાની જીભ, ને અક્કર્મીના પગ.
મોહટાની દોસ્તીમાં અરધું મોહડું કાલું.[1] ૮૭૦૦

The superior man's friendship is thin as water; the mean man's sweet as honey. (ચીનાઈ કેહવત.[2])

મોહટાની મોહટી વાત, ને અડધે રોટલે આખી રાત. (અથવા) મોહટે ઘેરની મોહટી વાત, ને અડધી રોટલી પર આખી રાત.

Great boast, small roast. (અંગ્રેજી કેહવત.)

બડેકી બાત બડી. (હિંદુસ્થાની કેહવત.)

મોહટાની વાત ઓટલે વેચાય.
મોહટાની વેહલે સૌ બેસે.
મોહટાની સાથે બાથ ભીડવી નહિ.

Raison contre le fort est un trepiteux port.[3] (ફ્રૈંચ કેહવત.)

Do the words of the great admit of contradiction? (તા.કે.[4])

The poor must not quarrel with the rich; nor the rich with the magistrates. (ચીનાઈ કેહવત.[5])

મોહટાની સાથે હોડ, તેની ત્રિયા રંડાશે. ૮૭૦૫

Amicizia de' grandi vicinanza di leoni.[6] (ઈતાલ્યન કેહવત.)

મોહટાની સુજે મરવું, ને ભીતે જઇ અથડવું.
મોહટાની હવેલી જોઇને પોતાની ઝુંપડી નહિ તોડી પાડે. (અથવા) કોઇની હવેલી જોઇને આપણી ઝુંપડી નહિ તોડી પાડે. (અથવા) મોહટાની હવેલી જોઈને નાઘલાએ પોતાની ઝુંપડી નહિ તોડી પાડવી.

૧. જુઓ કેહવત ના૦ ૬૬૧૮, સફે ૬૦૮.
૨. Scarborough's *Chinese Proverbs*, p. 237.
૩. Reason not with the great, 'tis a perilous gate.
૪. Percival's *Tamil Proverbs*, p. 359.
૫. Scarborough's *Chinese Proverbs*, p. 450.
૬. The friendship of the great is fraternity with lions.

બેંજ્યું હવેલિયું ડીસી ને પીનજા ઝુપડા રીગાએ ન ડીજે. (કચ્છી કે.)

एकानें गाय मारली म्होणोन दुसऱ्यानें वासरूं मारूं नये. (મ. કે.)

મોહટાનું માદ, ને નાહનાની છી—.

મોહટાને કાન, પણ શાન નહિ.

મોહટાને મોહટી ફિકર. ૮૭૧૦

A prince wants a million, a beggar but a groat. (અં. કે.)

(ફારસી કે.) هرکس بقدر خویش گرفتار محنت است

મોહટાને મોહટી લહાય, ને છતે ઘીએ લુખું ખાય.

મોહટાનેબી કોઇ દાહડે નાધલાનું કામ પડે.

The great and the little have need of one another.
A lion may be beholden to a mouse. (અંગ્રેજી કેહવતો.)
Il leone ebbe bisogno del topo.[1] (ઈતાલ્યન કેહવત.)

મોહટાનો મંદવાડ, ને ગરીબનું છી— પ્રસિદ્ધ થાય. (અથવા)
મોહટાનો મંદવાડ, ને ગરીબનું છી— એ બેની ચકચાર ભારી.

મોહટાનાં કામ મોહટાં.

મોહટાનાં ઢોર ચારેલાંબી કોઇ દાહડે કામનાં. ૮૭૧૫

Happy is he that serveth the happy. (અંગ્રેજી કેહવત.)

મોહટાનાં પેટમાં પેસવું, ને ભચડાઇને નિકલવું.

Who dangles after the great, is the last at table, and the first at blows. (અંગ્રેજી કેહવત.)

મોહટાનાં ભોજન મોહટાં.

બરેંકા બરાહી સુહ. (હિંદુસ્થાની કેહવત.)

મોહટી માછલી નાધલી માછલીને ખાય.

3 Fish.—Master, I marvel how the fishes live in the sea
1 Fish.— Why, as men do a land ; the great ones eat up the little ones. (શેકસપીયર, "પૅરીકલીસ," અંક ૨જો, પ્રવેશ ૧ લો.)

---

૧. The lion had need of the mouse.

Les gros poissons mangent les petits.[૧] (ફ્રેંચ કેહવત.)
Il pesce grande mangia il picciolo.[૨] (ઈતાલ્યન કેહવત.)
Grosze Diebe hängen die kzleinen.[૩] (જરમન કેહવત.)
Groote dieven hangen de kleine.[૩]
De rijken vreten de armen en de duivel vreet de rijken, zoo worden allen gevreten.[૪]
Groote visschen eten de kleine.[૫] (ડચ કેહવતો.)
The old ewe takes salt out of the skin of a weak sheep. (કાશમીરી કેહવત.[૬])
In the world the low are the victims of the high.[૭]
Little fish are the prey of great fish. (તામીલ કેહવતો.[૮])
The big fish lives on little ones. (બારક કેહવત.[૯])
બરી મછલી છોટી મછલીકુ ખાતીહી હએ. (હિંદુસ્થાની કેહવત.)
(ફારસી કે.) ماهی ماهی خورد ماهی خور هردورا

મોહટી, વચલી, ને નાની, રાખ, શેલી, ને વાની.
મોહટે ઘેર પડોગે તો પાણી ભરભર મરોગે. ૮૭૨૦
મોહટે ઘેરની લુતરી, ને ગરીબ ઘેરની કુતરી.
મોહટે મોહડે વડાઇ લેવી. (અથવા) મોહટે મોહડે બોલવું.
મોહટેકા (અથવા, પારસીકા) પુત, ઓર ગદ્દેકા મુત.
મોહટો ઘોડો, મસ્તીનો થોડો.
मोठा घोडा मस्तीवान थोडा. (મરાઠી કેહવત.)
મોહટો દાંતો હોય તે ઘસાય. ૮૭૨૫

૧. The big fish eat the little ones. ૨. The big fish eat the little.
૩. Great thieves hang little thieves.
૪. The rich devour the poor, and the devil devours the rich, and so both are devoured. ૫. Big fish devour the little ones.
૬. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 127. ૭. Percival's *Tamil Proverbs*, p. 569. ૮. *Ibid*, p. 305.
૯. Long's *Eastern Proverbs and Emblems*, p. 205.

મોહટો બુક ખાઈએ, પણ મોહટો બોલ નહિ બોલ્યે. (અથવા) મોહટે બુકે ખાઇએ, પણ મોહટા બોલ નહિ બોલ્યે.

બડા નીવાલા ખાઈયે, બડા બોલ ન બોલીયે.

બડે બોલકા સીર નીચા હોતા હએ. (હિંદુસ્થાની કેહવતો.)

મોહટાં ઘરના પોકલ વાંસા.

મોહટાં ઘરમાં થુકના ડર

યાને, એક મોહટાં માણસને ત્યાં થુક નાખવાનો પણ ડર રાખવો પડેછે.

મોહટાં ઘેરમાં મોહટું અંધેર.

મોહટાં છોર સાસરે સારાં. ૮૭૩૦

મોહટાં નામ, ને મુકાદે કામ.

(ફારસી કેહવત.) نامش کلان و دهش ویران

મોહટાંની વાત ઓરડે, ને ગરીબની વાત ઓટલે.

યાને, મોહટાં માણસનો વાંક સઉ કોઈ છુપાવેછે, જ્યારે ગરીબ માણસના વાંકને માટે ઓટલે ઓટલે વાતો ચાલેછે.

Great men's vices are accounted sacred. (અંગ્રેજી કેહવત.)

La faute est grande comme celui qui la commet.[1] (ફ્રેંચ કે.)

Money hides many offences. (ચીનાઈ કેહવત.[2])

મોહટાંને મોહટી ફિકર.

મોહટાંને મોહટી ફોડફોડ,[3] ને નાહલાંને નાહલી ફોડફોડ.

Much coin, much care ; little goods, little care. (અં. કે.)

The poor have peace ; the rich many troubles. (ચી. કે.[4])

A naked man has less care than a man of wealth, or a man of position. (કાશમીરી કેહવત.[5])

મોહટાંનાં ગધેડાં (અથવા, ઢોર) ચારેલાંબી કામનાં. ૮૭૩૫

Be it for better, or be it for worse, be ruled by him that beareth the purse. (અંગ્રેજી કેહવત.)

---

૧. The fault is great in proportion to him who commits it.

૨. Scarborough's *Chinese Proverbs*, p. 455.

૩. ફિકર, ચિંતા.

૪. Scarborough's *Chinese Proverbs*, p. 448.

૫. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. H. Knowles, p. 133.

મોહટાંનાં ઢોર થાને ગરીબ કમજોર.

મોહટાંનાં દાંતણ મોહટાં.

મોહટાંનાં નસીબ મોહટાં.

Great gifts are for great men. (અંગ્રેજી કેહવત.)

બરોંકા બરાહી ભાગ. (હિંદુસ્થાની કેહવત.)

વંડેજા નસીબ વડા. (કચ્છી કેહવત.)

મોહટાંનાં પરણે રીતે, ને ગરીબનાં પરણે ગીતે.

મોહડ મિત્ર નહિ, અધરણી પવિત્ર નહિ. (અથવા) અધરણી પવિત્ર નહિ, ને વાણિયો કોઈનો મિત્ર નહિ. (અથવા) દખણી મિત્ર નહિ, ને ગાં— પવિત્ર નહિ. ૮૭૪૦

મોહડું કાલું કરવું.

મોહડું જોઇને ચાંલ્લો કરવો.

To measure the meat by the man. (અંગ્રેજી કેહવત.)

મોં ડિસી ટીલો કએણું. (કચ્છી કેહવત.)

મોહડું જોઇને ટીલું થાય. (અથવા) મહો પરમાણે ટીલું.

મોહડું જોઇને દયા આવે, ને જબાં જોઇને ઝેહર ચહડે.

બાહરથી ગરીબ દેખાતાં ને દયા ઉપજે એવાં, પણ ખેરડાં અને સાંભલનારને ઝેહર ચહડે એવી જબાનનાં માણુસને વિષે બોલાયછે.

મોહડું ધોઇને આવજો ! ૮૭૪૫

મુંહ ધો રખો. (હિંદુસ્થાની કેહવત.)

મોહડું પોહલું હોત તો આખો હાથી ગલઇ જાત.

The mouth is an unlimited measure. (ચીનાઈ કેહવત.[1])

મોહડું બાલવું.

મોહડું વાઘનું, ને પુછડું શિયાલનું. (અથવા) મોહડું વાઘનું, ને ગાં— શિયાલની.

મોહડે ચુહલો.

મોહડે થુક ઉડારવી. ૮૭૫૦

1. Scarborough's *Chinese Proverbs*, p. 59.

મોહડે દરદ, ને માથે કરજ.

Wohlschmackz bringt Bettelsaokz.[૧] (જરમન કેહવત.)

મોહડે મરવત, ને પેટમાં કરવત.

A liquorish tongue, a lecherous tail.

Lickerish tongues, treacherous tails. (અંગ્રેજી કેહવતો.)

Reniego del amigo, que cubre con las alas y muerde con el pico.[૨] (સ્પેનીશ કેહવત.)

Kisses for the chin, and an axe for the throat. (કા. કે.[૩])

Bowels burning within, lips shedding ripe fruit.[૪]

Enmity at heart, friendship on the lips.[૫]

Pretending friendship as sweet as honey and milk, he cut my throat. (તામીલ કેહવતો.[૬])

Sweet-melon lipped ; bitter-melon hearted.[૭]

When you see a cold-eyed man laugh all over his face, he is secretly hiding a murderous sword in his heart. (ચીનાઈ કેહવતો.[૮])

Poison in the palate, sweetness on the tip of the tongue. (તેલુગુ કેહવત.[૯])

The mien of a bishop with the heart of a miller.(ગ્રી.કે.[૧૦])

A face shaped like the petals of a lotus ; a voice as cool (pleasing) as sandal ; a head like a pair of scissors and excessive humility—these are the signs of a rogue.[૧૦] (સંસ્કૃત કેહવત.)

---

૧. A dainty stomach beggars the purse. ૨. Avoid a friend who covers you with his wings and destroys you with his beak.

૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 81. ૪. Percival's *Tamil Proverbs*, p. 132.

૫. *Ibid*, p. 485. ૬. *Ibid*, p. 373.

૭. Scarborough's *Chinese Proverbs*, p. 230. ૮. *Ibid*, p. 229

૯. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 2.

૧૦. Long's *Eastern Proverbs and Emblems*, p. 12.

ઝાહિર રેહમાનકા, બાતિન શયતાનકા.
ઉપરકા ઘડ ભાઈ, ઔર નીચેકા અલખુદાઈ. (હિંદુસ્થાની કેહવતો.)
अंतस्तापो बहिश्शीतं ॥[1] (સંસ્કૃત કેહવત.)
पोटांत एक व ओठांत एक. (મરાઠી કેહવત.)
کلام مانند شهد است فعل مانند خار دراز
(ફારસી કેહવતો.) سیر در لوزینه دارد

મોહડે માથે ધુલ ભરવી, (અથવા, ધુલ ભરીને બેસી રેહવું.)

મોહડે મિઠાસ, ને પેટમાં કવડાસ.

Bees that have honey in their mouths have stings in their tails.

A honey tongue, a heart of gall. (અંગ્રેજી કેહવતો.)

Langue de miel et cœur de fiel.[2] (ફ્રેંચ કેહવત.)

Mel in ore, verba lactis, Fel in corde, fraus in factis.[3] (લૅતીન કેહવત.)

Tidt er Gift og Galde under Honningtale.[4] (ડેનીશ કેહવત.)

Boca de mel, coraçao de fel.[5] (પોરચ્યુગીઝ કેહવત.)

Molasses in the roof of the mouth, and poison in the heart. (તેલુગુ કેહવત.[6])

Sugar in his mouth, and the very opposite in the hand.[7]

What ! is it nectar at the tip of the tongue while poison is at the root ? (તામીલ કેહવતો.[8])

To plant sugar-cane on the lips. (મલઈ કેહવત.[9])

Honey is on his tongue, but in his heart poison.(ચાનક.[10])

---

૧. Inward heat, outward coolness. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 369. ૨. A honeyed tongue, and a heart of gall.

૩. Honey in his mouth, words of milk ; gall in his heart, fraud in his deeds. ૪. Honeyed speech often conceals poison and gall.

૫. Mouth of honey, heart of gall.

૬. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 2.

૭. Percival's *Tamil Proverbs*, p. 527. ૮. *Ibid*, p. 13.

૯. Long's *Eastern Proverbs and Emblems*, p. 12. ૧૦. *Ibid*, p. 10.

His mouth is sweet as honey, his posteriors biting as ginger.[૧]

His mouth is sweet as honey; his heart as venomous as a snake. (ચીનાઈ કેહવતો.[૨])

મોએ મિઠો, ને પેટમેં છુરીઙ. (કચ્છી કેહવત.)

दुर्जनः प्रियवादी च नैतद्विश्वासकारणं ।
मधु तिष्ठति जिव्हाग्रे हृदये तु हलाहलं ॥[3]
विषकुंभं पयोमुखं ॥[४] (સંસ્કૃત કેહવતો.)

મોહડે મિઠું, ને પેટમાં પાલી. ૮૭૫૫

મોહડે મેસ ચોપડવી.

Thou hast smeared my face with charcoal. (તામીલ કે.[૫])

મોહડે રામ, બગલમે છુરી.

In appearance an ascetic, at heart a cheat.[૬]

A terrible ascetic, an atrocious cheat. (તામીલ કેહવતો.[૭])

બગલમેં છુરી, મુંહમેં રામ રામ. (હિંદુસ્થાની કેહવત.)

મોહડે રેડે, ને માથે ઢોલે, ને બાર ઢાંકીને ઘરમાં તેડે.

પરોણાગત વગરનાં, અથવા ધારેલી આશા પાર નહિ પાડે એવાં માણસને વિષે બોલાયછે.

મોહડે લગાડ્યું (અથવા, લગાડેલું) માઠું.

મોહડે લગાડ્યાં, તો માથે ચહડ્યાં. ૮૭૬૦

Tidt vil den du sætter paa din Axel, sidde paa dit Hoved.[૮] (ડેનીશ કેહવત.)

---

૧. Scarborough's *Chinese Proverbs*, p. 228. ૨. *Ibid*, p. 229.

૩. Though a bad man speak soft words, that is no ground for confidence in him; it is honey on the tip of the tongue, and poison in the heart. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 415.

૪. A vessel of poison with a face of milk. *Ibid*, p. 464.

૫. Percival's *Tamil Proverbs*, p. 163. ૬. *Ibid*, p. 556.

૭. *Ibid*, p. 4. ૮. He that you seat upon your shoulder will often try to get upon your head.

મોહડે લાગી ટાહી, તો જગમાં થઇ રૂસવાઇ.

મોહડે શાકર, પેટમાં કાતર.

મોહડેની પ્રીત તો સૌ કોઈ કરે.

મોહડાં પરથી મરી જાઉં, ને કલેજી ભુકા કાહડી ખાઉં!

Many kiss the hands they wish to see cut off. (અં. કે.)

Muitos beijao a mao, que quizerao ver cortada.[1] (પો. કે.)

મોહડાંની કુલ્લી ઉભાઇ ગઇ. ૮૭૬૫

એક છુપી વાત છાની નહિ રાખતાં તેને જાહેર કરી દેનારના સંબંધમાં વપરાયછ.

મોહડાંની વાટે ભુકો ખવાય, પણ નાકની વાટે એક તન્નું નહિ ગલાય.

મોહડાંને શું મહવાસો આપ્યો (કે કંઈ ખાવા નહિ ગમતું!)

મોહડાંમાં કોલિયો, ને માથે ઢુંઓ.[2]

મોહડાંમાં ઘાલીને વડોર્યા કરવું.

યાને, જે વાત હોય તે ખોલ્લી કરીને કેહવી નહિ, પણ ગુંગલાયા કરવું.

To chew the cud upon a thing. (અંગ્રેજી કેહવત.)

મોહડાંમાં તમાચો માર્યે, પેટમાં તમાચો નહિ માર્યે. ૮૭૭૦

મોહડાંમાં બોલ, ને હાથમાં તોલ.

મોહડાંમાં હોવું.

To have a thing at one's tongue's end.

At the tip of the tongue. (અંગ્રેજી કેહવતો.)

મોહડાંમાંથી કાહડીને તારા ખોલામાં ભરજે.

યાને, તારી ગાલ તુંનેજ નડજો.

મોહડાંમાંના દાંત પણ કાહડી લીએ (એવું લુચ્ચું.)

મોહત આવે ત્યાં વૈદ શું કરે? ૮૭૭૫

Death defies the Doctor. (અંગ્રેજી કેહવત.)

મોહત કોઈને પુછીને આવેછ?

1. Many kiss the hand they would gladly see cut off. 2. ધક્કો.

મોહત કોઇને મુકતું નથી.

Death and the grave make no distinction of persons.

Death is the grand leveller. (અંગ્રેજી કેહવતો.)

Mors ommnibus communis.[૧] (લૅતીન કેહવત.)

Tanto morre o Papa, como o que nao tem capa.[૨] (પો. કે.)

મોહત ચેતવું.

મોહત મહો માગ્યું આવતું નથી. (અથવા) મોહત મહો માગ્યું આવતું હોય ત્યારે શું જોઇએ?

મોહત રે મોહત! આવી જા! ને ગંગ સોનીને લેતું જા! ૮૭૮૦

મોહત લાકડાં.

યાને, મરણ પછે ક્રિયા માર્ગે સારૂં કામ લાગે એવી મતલબથી જાલવી રાખેલો પૈસો.

મોહત સર્વેને સરજેલું છે.

Het eindje is de dood.[૩] (ડચ કેહવત.)

Faa have Lykken, alle have Döden.[૪] (ડેનીશ કેહવત.)

Those who are born will die, what is visible will vanish. (તામીલ કેહવત.[૫])

Man's days are numbered. (ચીનાઈ કેહવત.[૬])

Death is a black camel which kneels at every man's gate. (તરકીશ કેહવત.[૭])

Caution secures not cowards against death; it comes from the sky. (અરબી કેહવત.[૭])

"O friend, your enemy is dead." "The friend also will die." (કાશમીરી કેહવત.[૮])

---

૧. Death reaches all. ૨. Death spares neither Pope nor beggar.

૩. The end of all things is death.

૪. Few have luck, all have death.

૫. Percival's *Tamil Proverbs*, p. 447.

૬. Scarborough's *Chinese Proverbs*, p. 154.

૭. Long's *Eastern Proverbs and Emblems*, p. 84.

૮. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. H. Knowles, p. 142.

Man is a bubble. (ગ્રીક કેહવત.)

मृत्युर्वै प्राणिनां ध्रुवं ॥[1] (સંસ્કૃત કેહવત.)

મોહતની આગલ સૌ નાચાર.

મોહતની જગો ખાલી છે.

મોહતનું તેડું. ૮૭૮૫

મોહતનું તેડું ભલું, પણ રાજાનું બુરૂં.

Death rather frees us from ills than robs us of our goods. (અંગ્રેજી કેહવત.)

મોહતને મુરત નહિ હોય. (અથવા) મોહતને કાંઈ મુરત હોય?

Death keeps no calendar. (અંગ્રેજી કેહવત.)

Sorrow an' ill weather come unsent for. (સ્કૉચ કેહવત.)

De dood kent geen' almanak.[2] (ડચ કેહવત)

Döden blæser ei Lyd for sig.[3] (ડેનીશ કેહવત.)

The coming of rain, and the going of life, are known to none. (તેલુગુ કેહવત.[4])

મોહતનો દારૂ નહિ.

There is no medicine against death. (અંગ્રેજી કેહવત.)

Il y a remède à tout fors à la mort.[5] (ફ્રેંચ કેહવત.)

A todo hay mana, sino á la muerte.[5] (સ્પૅનીશ કેહવત.)

Er is hulp voor alles, behalve voor den dood.[6] (ડચ કેહવત.)

Der er Raad mod Alt, uden mod Döden.[7] (ડેનીશ કેહવત.)

There is no remedy for death, no danger for the doctor.[8]

---

૧. Death is certain to all living creatures. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 447. ૨. Death keeps no almanack.

૩. Death does not blow a trumpet.

૪. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 339.

૫. There is a remedy for everything but death.

૬. There is a remedy for all things save death.

૭. There is help for everything except death.

૮. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 7.

મોહતનાં ફાંફાં મારવાં.
મોહતમાંથી માદમાં (અથવા, માદગીમાં) આવવું. ૮૭૯૦
મોહબત હએ જેસી મસાન, જલે સોઈ હએ ઇનસાન, એસી બીકટ હએ રસાન, કીનસે ના હુઇ પયછાન.
મંગર,[1] ને સુન્નાનું નાખે લંગર.
મંગલ કરે ગંગલ.
મંગલ કરે જંગલ.
મંગલ મુર્તી. ૮૭૯૫
મંગલનો મુંઝ્યો, ને રવીનો રાંઝ્યો, પાછો ઠરતાંજ ઠરે.
મંગલવારનો મુઝ્યો, ને આતવારનો રાંઝ્યો (બેહુ ખરાબ.)
મંગા બેઠનેકુ, પણ દીયા ઉઠાનેકુ.
મંછા ભુત, ને શંકા ડાકણ.
મંડાય ત્યાં છંડાય. ૮૮૦૦
મંતર કરતાં (અથવા, મંતરથી) તંતર વધે.
માંકડ, ચાંચર, જૂ, ને જતિ, એ માર્યાનું પાપજ રતી. (અથવા) માંકડ, મચ્છર, જૂ, ને જતિ, એને મારવામાં પાપજ નથી.
માંકડ, ને વલી મુછો આવી.
માંકડ (અથવા, માખી) મારે તે માણસ મારે.
માંકડ માહરો મતકારો, ચાંચર માહરો ચતકારો. (અથવા) ચાંચર માહરો ચતકારો, માકડ માંહરો મુછાલો. ૮૮૦૫
માંકડ મુછો, ને માંજરો, જેને હૈડે ન હોય બાલ, તે જો સામે મળ્યો તો નિશ્ચે જીવનો કાળ. (અથવા) માંકડ મુછો, ને માંજરો, જેને હૈએ નવ હોય વાળ, તેના શુકન જોઈને ચાલ્યે, તો નિશ્ચે ખૂંટે કાળ. (અથવા) માંકડો બરમુછયો, નહિ જેને હૈડે બાલ, તેને જોઇને નિકલ્યા, તો નિશ્ચય જીવનો કાળ.
માંકડ સાથે પાટલો માર ખાય.

1. મંગલવાર.

માંકડની ચરબી જેટલું.

યાને, ઘણુંજ થોડું. થોડી પુંજીવાળા માણસના સંબંધમાં વપરાયછે.

માંકડાને મ્હો ભરેથી કામ.

માંકડી ભેંસ, ને ચાંદરો પાડો, એધાણીએ કણબી વાડો. ૮૮૧૦

માંકડી મ્હારી મા.

માંડણમાં ભેંસ પડે, ને દેડકાં આંતે લાગે.

માંડવે ગાઓ, કે તોરણે ગાઓ.

માંડવો બાંધવા સૌ કોઇ આવે, પણ છોડવા કોઈ ન આવે.

માંસ ખાય તે કાંઈ હાડકાં કોટે બાંધે? (અથવા) માંસ ખાય તે હાડકાં કોટે ન બાંધે. ૮૮૧૫

માંસ માંસ ખાઈ ગયા, ને કુચા કુચા રહી ગયા.

માંસ વગરનું કાંઇ માણસ હોય?

માંસ હોય ત્યાં છરી ફરે, હાડકાં હોય ત્યાં નહિ ફરે. (અથવા) માંસ ઉપર છરી ફરે, કાંઈ હાડકાં ઉપર છરી ફરે?

The knife shonld be applied where there is flesh.[૧]

Will the knife operate where there is no flesh?[૨]

The knife seeks the fleshy parts. (તામીલ કેહવતો.[૨])

માંસની જબાંન, જેમ બોલે તેમ સરખી.[૩]

માંહે પેહાનો મારગ નહિ, ને ઉપર ધાણનો માર. ૮૮૨૦

૧. Percival's *Tamil Proverbs*, p. 331. ૨. *Ibid*, p. 289.

૩. જુઓ કેહવત ના૦ ૨૫૧૦, સફે ૨૩૫.







યથા નામા, તથા ગુણા.

યથા રાજા, તથા પ્રજા.

Such is the government, such are the people. (અંગ્રેજી કેહવત.)

Qualis rex, talis grex.[૧] (લૅતીન કેહવત)

Qual es el rey, tal es la grey.[૨] (સ્પૅનીશ કે.)

As is the king, so will the virtue (of the people) be. (તેલુગુ કેહવત.[૩])

As is the king such are his subjects. (તામીલ કેહવત.[૪])

A cool pool, plenty of fish ; a good king, a happy people.[૫]

---

૧. Like king, like people.

૨. As is the king, so are his people.

૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 321.

૪. Percival's *Tamil Proverbs*, p. 30.

૫. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 6.

यथा राजा तथा प्रजाः[1] ॥ (સંસ્કૃત કેહવત.)

જેસા રાજા, વેસી પરજા. (હિંદુસ્થાની કેહવત.)

યથા લાલા, તથા કીકા.

યમુના તેજ જમુના.

યુદ્ધે લઝે, પણ ગુંજે ન લઝે. ૯૮૨૫

1. As the king, so the people. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 449.








રેખપત, તો રાખપત.
રચે તેટલું પચે.
રચે તેને પચે.
રજનો ગજ. (અથવા) રજનું ગજ, ને ફાગનો વાઘ.

To make a mountain of a mole-hill.

He changes a fly into an elephant. (અં.કે.)

Van kleine dingen komt dikwijls groote hinder.[1] (ડચ કે.)

A mulberry tree from a pumpkin plant. (કાશ્મીરી કે.[2])

An atom is become a mountain, a mountain an atom. (તામીલ કેહવત.[3])

When it is as small as a finger nail, he makes a mountain of it. (તેલુગુ કેહવત.[4])

રજપટ, તે રખાપટ. ૮૮૩૦

રજપુત ગોલ્હરો નહિ, ને ભાડેલો ન્યાત બહારો નહિ.

---

૧. From trivial things great contests oft arise.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 9.

૩. Percival's *Tamil Proverbs*, p. 17.

૪. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 148.

રજપુત, ને ગરજપુત.
રજપુત બચ્ચો મૂક પકડી તે છોડેજ નહિ.
રજપુતની જાનમાં, ખાતું પીવું કાનમાં, ને સુવું મેદાનમાં.
રજપુતને કરમે આફ્ત લખેલીજ. ૮૮૩૫
રજપુતાણીનો રાસડો, ને કાઠિયાણીનો શ્રાપ, વાણિયાનું વગોણું, ને સાધુનો શ્રાપ.
રજપુતાં ને રેવંતાં, હાથ વછુટાં જાય, હજાર વરસ સેવીએ, પણ પોતાનાં ન થાય.
રજાલી[1] વાત, ને ઉકારે મોંઘી, (અથવા, ભારી.)
રડ ગેઇ, ને રમત આવી.
રડ મટોડું. ૮૮૪૦
રડ મટોડાં જેવું.
રડતી ઘેર માંડે, ને હસ્તી ઘેર ભાંજે.
રડતી જાય તે મુવાના સમાચાર લાવે.
રોતા જાવે, મુવેકી ખબર લાવે. (હિંદુસ્થાની કેહવત.)
રડતી રાંડ, ને હસતા પુરૂષનો વિશ્વાસ ન કરવો.
रडती बायको व हांसता पुरूष. (મરાઠી કેહવત.)
રડતી રાંડનાં આંસુ. ૮૮૪૫
રડતીને પીયરીમાં મલ્યાં.
રડતીનાં આંસુ લુછાવવા (જેવી વાત.)
तो रडल्याचें अशू पुसतो. (મરાઠી કેહવત.)
રડતો ચનાવાલો.
રડન પાટલો.
રડનાર કુટનાર કોઇ મલે નહિ. ૮૮૫૦
રડનાર, કે પડનાર, કે કેડેનું ચહડનાર (કોઇ ન મલે.)

[1] હલકો.

રડશે રૂવાલો, ને કુટશે પીંજારો.
રડાકુટાનો રોટલો.
રડી રડીને જીવ અરધો કરવો.
રડે રાણુ રોદરો, ને બાઈ માહરૂં વ્યાજ. (અથવા) આઇ માહરો રોદરો, ને બાઇ માહરૂં વ્યાજ. ૮૮૫૫
રણ ચહલ્યો રજપુત છીપે નહિ.
રણ વખત વાડમાંથી કાહડીને મારવું.
રણમાં નહિ હોય તે શૂરો.
યાને, જે લડાઈમાં નહિ ગયો હોય તે શૂરાતનની ફોકટ બડાઇ મારે.
રણિયું પાછું જાય, પણ સણિયું પાછું ન જાય.
રત વિના ફુલ ન હોય. ૮૮૬૦
રતન ઉકરડામાંથી છાંટીને લેવું.
રતી વના પતિ નહિ.
રતીને સારૂં પરબત[1] ખોરો.
રતે[2] ખીલે મોગરો, ને રતે આવે ફુલ, રત વગરનું સઉ લીએ, તે સઉ ધુલે ધુલ.
રતે તો લીંબોલીએ મિઠી થાય. ૮૮૬૫
રથી આગલ ત્રીસ ત્રીસ દીવા.
રથીએ રથી સાથે, પદાતીએ પદાતી સાથે, ને સવારે સવાર સાથે યુદ્ધ કરવું એમાં માન.
રમત મેલો અસીસે, ને જાઇ ને પૂત પોહરો નચિંતે.
રમતા પંચી.
રમતો રામ. ૮૮૭૦
રમાણું કોઇ ન જાણે, રડાવ્યું સૌ જાણે.
રયા સોનીના કાંટાના જેવી સાચવટ.

૧. પરવત; પાહડ. ૨. રૂતે; મોહસમ પર.

રલતાના રોરા[1]માં, ને રોટલીના ગોરામાં.
આએ કડુવા ગાલ દેનારનેજ ગાલ લાગે એ મતલબે વપરાયછે.
રલતો, દીકરો વાહલો હોય.
રલતાં રોટલો મલે, પણ ઉંચો નીચો હાથ પડે તોજ પોટલો મલે. ૮૮૭૫
રલ્યા ગઢવી ક્યાં ગયા હતા? તોકે' ધેરના ધેર, ને ભરડકા ભેર.[2]
રલ્યા ગઢવી ક્યાં જઈશ? તોકે' ચાલે તેને હાડે વીસમીશ.
રલ્યા ગઢવી રલી આવ્યા, ને સોના સાટ કરી આવ્યા.
રલ્યા! તોકે' ઓલખીતા નથી મલ્યા.
રલ્યા રોરા ધુલ મેલવ્યા. ૮૮૮૦
રલ્યો રોટલો કુતરે ખાધો.
What the good wife spares the cat eats. (અંગ્રેજી કેહવત)
રલે તે મલે.
રસ ગલે ને કટકા પડે (એવું લેહજતદાર.)
રસ્તાની ઓરડી સઉ કોઇ ઝુરે. (અથવા) પાદરની ઓરડીને સઉ કોઇ ઝુરે.
રસ્તાનો કુવો, કોઇ ખારો કહે, ને કોઇ મિઠો કહે.[3] ૮૮૮૫
રસ્તામાં ઝાડે ફરવું, ને સામા ડોલા કાહડવા.
રસ્તે જતાં હેડ વલગે.
રહજડતી રાંડનાં રવડતાં છોકરાં. (અથવા) વગુતી રાંડ, ને અક્રર્મી છોકરાં.
રહી તે લછમી, ને ગઇ તે પીડા.
રહે ઝોંપડીમેં, ખાબ દેખે મેહલકા. ૮૮૯૦
રહે તો આપસે, ને જાય તો સગા બાપસે. (અથવા) રહે તો આપથી, નહિ તો સગા બાપથી પણ નહિ.
If a woman be chaste she may live in the street of harlots. (તામીલ કેહવત.[4])

---

૧. રોરો—રોજગાર, ધંધો, કમાઇ.
૨. એની સમજણ માટે જુઓ "કઉતક માલા અને બોધ વચન," સર્ફ ૧૫૪.
૩. જુઓ કેહવત ના૦ ૨૦૩૧, તથા તેને મલતી કેહવતો, સર્ફ ૬૯૨.
૪. Percival's *Tamil Proverbs*, p. 354.

Women if confined at home by faithful guardians are not really guarded; but those women, who guard themselves by their own will, are well guarded. (મનુ.[1])

રંડી રહે તો આપસે, નહિ સગે બાપસે. (હિંદુસ્થાની કેહવત.)

રહો તો રાંધું, ને જાવો તો બાંધું.

રહો દેવ, રહો દેવ, તેથી કાંઇ દેવ રહે?

રાઈ ઉપર મરી દાંસ્યે ઘર ચાલે?

રાઇ રમનમાં પડવું. ૮૮૯૫

રાઇ રોટલો કરવો.

રાઇના પાહડ (અથવા, પર્વત) રાતે ગયા. (અથવા) રાઇના પાડ તો રાતે વહી ગયા. (અથવા) રાઇના ભાવ રાતે ગયા.[2]

Gone is the goose that the great egg did lay. (અં. કે)

રાઇની ભાજી, ને ઘઉંના સાંહટા.

રાઇનો પર્વત, ને પર્વતની રાઇ.

Magnifying a rape seed into a mountain.(તામીલ કેહવત.[3])

राईचा पर्वत व रंकाचा राव. (મરાઠી કેહવત.)

રાઇસે પરબત હોના. (હિંદુસ્થાની કેહવત)

રાઇનાં પાતરાં. ૮૯૦૦

રાખ ને રોડું.[4]

રાખણવાલા રામ છે.

રાખનાર રામ, તો મારનાર કોણ?

(ફારસી કેહવત.) دشمن اگر قویست نگہبان قویتر است

રાખપત, તો રખાપત.

રાખે તેનું છે. ૮૯૦૫

1. Long's *Eastern Proverbs and Emblems*, p. 186.
2. એની સમજણ માટે જુઓ "કહેતક માલા અને બોધ વચન," સર્ફ ૧૯૫.
3. Percival's *Tamil Proverbs*, p. 160. 4. ભાણું.

રાગ[1] એટલો દ્વેશ, દ્વેશ એટલો સોગ.

રાગ, પાઘ, ને પારખું, નાડી ને વલી ન્યાય, તરવું, તંતરવું, ને તસકરવું, એ આંઠે આપ કલાય.

રાગ વિનાનો આરડે, નિરધન્યો ફુલાય, નબલો સબલાને ગુણ કરે, તે આટા લુણમાં જાય.

રાઘવજીનું નાહસરણું.

હદથી જ્યાદા દોડાદોડ કરવાના સંબંધમાં વપરાયછે. રાઘવે ગુજરાતનાં ગામો લુટ્યાં હતાં તેનો અતરે એસારો સમજવો.

રાજ ગયા સસલા પાછા નહિ આવે. ૮૯૧૦

રાજ નહિ હએ પોપાંબાઈકા.

રાજ રોદરી, ને ગલે ગોદરી.

રાજ્ય કાજ મેલાં છે.

રાજ્યાની કુંવર, ને રોટલી પર તુવર.

રાજ્યાની રાણ, ને રોટલી પર સાંહણ. ૮૯૧૫

રાજલીને બદલે પુંજલી છે.

રાજા કબજ, ઓર મુલક ટેંટું.

રાજા ગરજકે ગોહિયે, જોગી ધુંણીકે મિત્ર, વેશ્યા જરકી અસતરી, જરે વેસ્યાકો કંથ.

રાજા ત્યાં બજાર.

રાજા થઈને લુટી લેય તો પ્રજા કોણને કહે? ૮૯૨૦

When the ruler of a village forcibly takes away another man's wife, to whom is he to make complaint? (તામીલ કેહવત.[2])

રાજા દાને, ને પરજા સ્નાને (પુણ્ય મેલવે.)

રાજાકા દાન, પરજાકા શનાન. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. ગુસ્સો. ૨. Percival's *Tamil Proverbs*, p. 141.

રાજા દંડે તે સૌ જાણે, પણ ગરેહ દંડે તે કોઈ નહિ જાણે.
રાજા ને માંકડા (બરાબર.)
રાજા, બાલક, ને માદો મનીખ (બરાબર.)
No help if the king is angry. (તામીલ કેહવત.[1])
રાજા બોલાવે, હાડી આવે. ૮૯૨૫
રાજા બોલાવે, ઠાડી આવે. (હિંદુસ્થાની કેહવત.)
રાજા (અથવા, મિયાં) બોલ્યા, ને દાહડી હીલી.
राजा बोले दळ हाले. (મરાઠી કેહવત.)
રાજા બોલે તે ન્યાવ, ને પાસો પડે તે દાવ.[2]
The will of the ruler is weighty. (તામીલ કેહવત.[3])
(ફારસી કેહવત.) هر عیب کہ سلطان بہ پسند د هنر است
રાજા ભોજ.
રાજા મિત્ર નહિ, હધણી પવિત્ર નહિ.
Fire and water are bad friends for a man to have, so is the friendship of a king.[4]
રાજા રાખે દલ, ને વૈદ રાખે મલ (તો જીતે.) ૮૯૩૦
રાજા રાજ્ય, અને પ્રજા સુખી.
રાજા રાવણના પણ અંહકાર રેહ્યા નથી.
રાજા! રૈયત ભુખે મરેછ! તોકે' ખાંડ કાંય નહિ ખાતાં?
રાજા વગરની નગરી સુહણી.
રાજા વડે રૈયત, કે રૈયત વડે રાજા? એક બીજીને ખેંચી ગયા ઉંદર મલી જાહજા. ૮૯૩૫

---

૧. Percival's *Tamil Proverbs*, p. 9.
૨. જુઓ કેહવત ના૦ ૬૦૪૧, તથા તેને મલતી કેહવતો, સફે ૫૪૯.
૩. Percival's *Tamil Proverbs*, p. 365.
૪. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 4.

રાજા વડે રૈયત, ને રૈયત વડે રાજા.

The king is the strength of the weak, crying is the strength of children. (સંસ્કૃત કેહવત.[1])

રાજા, વાજાં, ને વાંદરા, એને જેમ ભંભેરીએ તેમ ભમે.

Sport not with a king, nor with fire, water and elephants. (મલબારી કેહવત.[2])

રાજા હમારા ધણી, તો તમે હમારાં ધણીયાણી!

રાજાકી તો લુંડી, પણ ઓરોકી સરદાર.

રાજાજીની જગ્યા પર દેડકાજી આવ્યા. ૮૯૪૦

A cat sits and mews in the place once occupied by the royal elephant. (તામીલ કેહવત.[3])

રાજાદંડ જગ જુએ, પણ ગ્રહદંડ કોઇ નહિ જુએ.

રાજાના કુંવર રડતા જાણીને આંબો ન ફૂલે.

રાજાના કુંવર રીસાય, ત્યારે ઘોડાની ઘોડારમાં જાય.

રાજાના દંડ્યા, ને વરસાદના પડ્યા (અથવા, લપસ્યા) ની શરમ નહિ.

રાજાની દીવાલી, ને મશાલચીનો ધાતવાર. ૮૯૪૫

રાજાની નીત ફરે ત્યારે રૈયત સુખી ન રહે.

રાજાની નીત સારી રહે તો નગરી આબાદાન.

રાજાની રાણીને કણુવટયાં[4]નો રોટલો ભાવે, (અથવા, ખોલ ખાધાનું મન થાય.)

રાજાનું બળ સેના છે.

રાજાનું રાજ ગયું, ત્યારે જોગીનું તુમડું જાય તેમાં શી નવાઈ? ૮૯૫૦

રાજાને અંતે નર્ક.

રાજાને કાન હોય, પણ શાન ન હોય.

---

૧. Long's *Eastern Proverbs and Emblems*, p. 220.
૨. *Ibid*, p. 207 ૩. Percival's *Tamil Proverbs*, p. 88.
૪. કણુવટયું— પડચો ખડચો પગે ચંપાતો અનાજ.

રાજાને ખજાને, ને તમારે મોહડે.
ખોટી શીસ્યારી કરનારના સંબંધમાં બોલાયછે.
રાજાને ખોલે બેસીને રાજાની દાહડી પીખે.
જીસકે ગોદમેં બૈઠે, ઉસકી દાહડી ખીસોટે. (હિંદુસ્થાની કેહવત.)
રાજાને ગમી રાણી, (તથા, ગમે તે રાણી,) ને છાણાં વીણતી આણી.[1] ૮૯૫૫
That's the word which pleases the king; she is Rambha who is loved by her husband. (તે. કે.[2])
One's own home is always the pleasantest, and she is loveliest whom one loves best.[3]
(ફારસી કેહવત.) هرچه آن خسرو کند شیرین بود
રાજા હુઈ, ઔર રાની હુઈ. (હિંદુસ્થાની કેહવત.)
રાજાકે ભાસે સે રાણી. (કચ્છી કેહવત.)
રાજાને ઘેર આનંદ, તો પ્રજાને ઘેર આનંદ.
રાજાને ઘેર છોકરો આવ્યો, તોકે' હા કે ના; તોકે' હા.
રાજાને ઘેર છોકરો આવ્યો, રાજી તોએ રાજી, ને ન રાજી તોએ રાજી.
રાજાને ઘેર મોતીની શી કમી?
રાજા કે ઘર મોંતીયોંકા કાલ. (હિંદુસ્થાની કેહવત.)
રાજાને ત્યાં દીકરો આવ્યો તો રાજી કે નારાજી? ૮૯૬૦
રાજાને બેસણે બેસીએ, પણ કતવારીને બેસણે ન બેસીએ.
રાજાનો વજીર રાવલીયો તે તુમડાં રોપાવે.
રાજે કહ્યું કે જી! હવે તો કોરડા ભરડું, રાત અને દી.
રાજે છોડી નગરી, મન માને સો થાય, (અથવા, મન માને ત્યાં જાય.)
માણસનાં મોહત પુઠે બોલાયછે.
રાજા છોડે નગરી, જો ભાવે સો લે. (હિંદુસ્થાની કેહવત.)

---

૧. એને મલતી એક મિસાલને માટે જુઓ ટેનીસનની "ધી બેગર મેદ" નામની કવિતા. ૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 321.

૩. *Hill Proverbs of the Inhabitants of the Chittagong Hill Tracts*, by Capt. Thomas Herbert Lewin, p. 14.

રાણુ[1]ના માર્યા ફોક. ૮૯૬૫
રાણા મામા કરતાં કાણા મામા સારા.[2]
રાણાજીનાં અણારાં.
રાણાના જણ્યા તે રાણાજ.
રાણાને કાણો કેમ કેહવાય?
રાણી ઈચ્છે પરને,[3] ને થાય રાણીના વરને. (અથવા) રાણી ચિંતે તે પરને, ને થાય રાણીનાં ઘરને. ૮૯૭૦

કોઈનું ખરાબ ચાહીએ તો આપણુંજ ખરાબ થાય તે દર્શાવવા બોલાયછે.

રાણી જાયા, કે બીબી જાયા.
રાણી જાયા ગયા, ને બીબી જાયા આવ્યા.
રાણી જાયો કડછો હલાવે, ને લોંડી જાયો હોકમ ચલાવે, (અથવા, મેલવે.)
રાણી જાયો પૂત.
રાણી રાણી રે'હટયો ઉંચક, ઘેરમાં કમોદની ગુણ આવી! ૮૯૭૫
રાણીજી રાણીજી ગીત ગાઓ! તોકે' બે ચાર જણુ માહરાં ડાચાં સાહો!
રાણીને આંગલે ખોટા હીરો પણ ખરો ગણાય.
રાણીને બોલાવીને ચોરે ચહડ્યે, ને દાસીને બોલાવીને ખુણે પેસીએ.
રાણીનો સાલો!

રાવનકા સાલા. (હિંદુસ્થાની કેહવત)

રાણીનો સાલો, તેને કોણ કહે ગોરો કે કાલો? ૮૯૮૦

રાની ખાંકે સાલે. (હિંદુસ્થાની કેહવત.)

રાણીનો સાલો, ને દીવાસલીવાલો.

---

૧. રાંડ.
૨. જુઓ કેહવત નો ૫૧૪૮, તથા તેને મલતી કેહવતો, સફે ૪૭૩-૭૪.
૩. પારકાને.

રાણીનાં કાંકણુબી ધીલાં.

યાને, દુખ બધાંને હોયછે. જ્યારે દુખથી બદન ગળી જાયછે, ત્યારે હાથનાં કાંકણુ ધીલાં પડેછે.

રાણીનાં ચીર, ને ધોબીનાં બલોતિયાં.

राजाचें नेसणें तें परटाचें गां— पुसणें. (મરાઠી કેહવત.)

રાણીનાં લગન, ને સોલસે વધન.[1]

There are thousand obstacles in the way of Vighnesvara's marriage. (તેલુગુ કેહવત.[2])

રાત અને વાત નીથતાં નીથે નહિ. ૮૯૮૫

રાત અંધારી ને તલ કાલા, લે વાણિયા તાહરા ને તાહરા.

રાત અંધારી, ને બેલ કાલા.

When candles are out all cats are grey. (અંગ્રેજી કેહવત.)

રાત અંધારી, ને મગ કાલા, નહિ જણાય સસરા ને સાલા.[3]

રાત અંધારી, ને મગ કાલા, ને લે રે બાઇ તાહરાના તાહરા.

રાત કોઇના બાપની છે? ૮૯૯૦

રાત છે અંધારી, ને તલ છે કાલા, પાછલે બારણેથી લાવુંછું, લે વાણિયા.

રાત ત્યાં વાસો. (અથવા) રાત પડે ત્યાં વાસો રેહવું.

રાત થોડી ને વેશ ધણા, ને જોવા મલ્યા તેર જણા. (અથવા) રાત થોડી, ને વેશ ધણા. (અથવા) રાત થોડી, ને વેશ ધણા, ને એક ખાતલે ત્રીસ જણા.

રાત થોડી, ને વેસ જિજા. (કચ્છી કેહવત.)

रात्र थोडी, सोंगें फार. (મરાઠી કેહવત.)

રાત થોડી, સોંગ બહોત. (હિંદુસ્થાની કેહવત.)

રાત નીથે, પણ વાત ન નીથે.

---

૧. સરખાવો કેહવત નાં૦ ૪૯૮૩, તથા તેને મલતી કેહવતો, સફે ૪૫૫.
૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 342.
૩. જુઓ કેહવત નાં૦ ૮૪૩, તથા તેને મલતી કેહવતો, સફે ૭૩.

રાત ને દાહડો કાંઇ સરખો નહિ હોય. ૮૯૯૫
રાત બધી દલ્યું, ને કોડિયાંમાં ઓસાર્યું.
રાત રાણી, ને વહુ કાણી.
રાતની પુઠે કાંઇ રાત નથી આવતી.
રાતનું માર્યું હાંડીમાં.
રાતનો રાણો, (ચોર કે ઘુવડ.) ૯૦૦૦
રાતનાં ઉંઘ નહિ, ને દિસનાં ભુખ નહિ, (એવી બેચેન હાલત.)
રાતનાં ઘી ખાઈને દિસનાં ડોંગું નહિ થવાય.

रात्रीं खाती तूप, सकाळीं पाहती रूप. (મરાઠી કેહવત.)

રાતી પાઇ.

વગર બીસાદની નજીવી જેવી વસ્તુના સંબંધમાં વપરાયછ

રાતું આતશ જેવું.

Red as fire. (અંગ્રેજી કેહવત.)

રાતું ભુંડ. ૯૦૦૫
રાતું સુરણ જેવું.
રાતે ચુડે રતાંજલી, ને એક ચુડે સત્તરમી આણી.
રાતે ચુડે (અથવા, સાલ્લે) રાંડ, ને લેઈ ગઇ પાસેર ખાંડ. (અથવા) રાતે સાલ્લે રાંડ, ને પાસેર લઈ ગઇ ખાંડ.
રાતે બીલાડી મોર દેખે.
રાતે બોલે, ને દીસે ફોક. ૯૦૧૦

Words spoken in an evening, the wind carrieth away; in the heat of conviviality men are apt to utter that which should be little regarded. (અંગ્રેજી કે.)

The Shekh's custom is "yes" to-day, and "no" to-morrow. (કાશમીરી કેહવત.[1])

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. H. Knowles, p. 194.

રાતે નિંદ્રા, દિસે કામ, કઇ વખત લઇએ હરીનાં નામ ?

રાનમાં ઇંદ્રિવાણું જો મિઠાં હોય તો કોહલાં કંઇ જતાં મેલે ?

રાનમાં ગયા ત્યાં રોકયા, ને ઘણું બોલ્યા ત્યારે ઠોકયા, ચાંદો ને સૂરજ એ શાખી,[1] ને હમારા રૂપિયા (અથવા, હમારૂં લેહણું) બાકી.

રાભો ઉઠયા રાતમાં.

રામ જાણે કે દેવછે કે પથ્થર છે. ૯૦૧૫

રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત, જૈસી જાકી ચાકરી, વૈસા વાકુ દેત.

રામ ધણી, કે ગામ ધણી.

રામ નામ જપના, પરાયા માલ અપના.

રામ રામ જપના, ઓર પરાયા માલ અપના. (હિંદુસ્થાની કે.)

રામ નામ દેના, ઓર જો આવે સો લેના ; રામ નામ દુવાઇ, ઓર ભોજનમે મિઠાઈ ; રામ નામ બાજી, ઓર જાતકે પખવાજી ; રામ નામ બાંકા, ઓર બગલમે નાકા.

રામ નામ લીયા, ખુબ કામ કીયા. ૯૦૨૦

રામ નામમાં બરકત, ને તેથી ઉલટાંમાં હરકત.

રામ ને રેહમાન એક, (અથવા, એકના એક.)

રામ, ને વગર મુરતે જઈએ ગામ. (અથવા) રામ રોજનું રૂડું નામ, ને વગર મેહનતે (અથવા, મુરતે) જઇએ ગામ.

રામ બાણુ (એલાજ, વગેરે.)

યાને, કારગત, લાગુ પડતો.

રામ બોલો, દેવ બોલો, ને મરવાના તે મરવાના. ૯૦૨૫

રામ મહિનો ને દે રોજે.[2]

યાને, કદી નહિ.

---

૧. શાક્ષી.

૨. સરખાવો કેહવત નાં૦ ૮૦૨૫, તથા તેને મળતી કેહવતો, સફે ૭૩૩.

રામ માદી શામ માદી, ને નાહનકો (અથવા, જાન કુંવર) બેસે કાન બાંધી. (અથવા) રામ માદી, શામ માદી, દઇયણનાં પેટમાં દુખે, પથારીએ સૌ પડે, ને રાંધ્યું ધાન કોઈ ન મુકે. (અથવા) રામ માદી, સામ માદી, દેરાણીનાં પેટમાં દુખે, ને પથારીએ સઉ પડે, પણ રાંધ્યું ધાન કોઈ ના મુકે.

રામ રગડો.

યાને, ગોધ્યારૂં.

રામ રમી જવા.

રામ રક્ષે તેને કોણ ભક્ષે? ૫૦૩૦

રામ રાખનાર તો કોણ મારનાર?[1]

રામ રાખે તેને કોણ ચાખે?

What God will no frost can kill. (અંગ્રેજી કેહવત.)

રામ રાજ્ય, ને પ્રજા સુખી.

રામ રામ! ગધેડી માહરી તમારે ગામ, તો ખબર આવી હમારે ગામ.

રામ રામીનો મેલો પુરો થયો. ૫૦૩૫

એક માણસનાં મોહત પુઠે તેને ત્યાં બાહેરનાં માણસો ભેગાં મલેછે. તેમના જવા પછે આમ બોલાય છે.

રામ લછમણનું જોડું.

રામ લંકા આવ્યા હતા, કે આવશે?

રામ વનવાસ ગયા ત્યારે સીતાનું હરણ થયું.

રામ વનાનાં પેખણાં,[2] કોણને કહીયે દેખણા.

રામચનીકુ યાર, તોકે' કીસ ગલીકુ. ૫૦૪૦

રામજીકે આસરે ટકી લગ જાય તો લગ જાય.

રામની રખ્યા.

રામની રક્ષા, ને સીતાનો (અથવા ભીમનો) દોરો.

૧. જુઓ કેહવત ના૦ ૧૮૩૧, તથા તેને મલતી કેહવતો, સફે ૧૬૧.
૨. પાખંડ; ફેલ.

રામનું નોતરૂં ભરતને ફળ્યું.
રામનું બાણ પાછું ફરે નહિ. ૯૦૪૫
રામનું રાજ.
राम राज करणें. (મરાઠી કેહવત.)
રામનું રામાયણ કરવું.
રામનું રામાયણ કરે એવો.
રામનું રામાયણ થઇ ગયું.
રામનું સમણું ભરથને ફળ્યું. ૯૦૫૦
રામને નામે પથ્થર તરે.
રામને રલવું નહિ, ને સીતાને દલવું નહિ.
રાયણ સો વરસ વગર ફલતી નથી.
રાવણ પીખણાં પડવાં.
રાવણના કુવા, ને ખોદતાં (અથવા, ખણતાં ખણતાં) મુવા. (અથવા) રાવણના કુવા, ને પુરતા પુરતા મુઆ. ૯૦૫૫
રાવરે ખાય, ને દેવરે સુવે.
રાસ્તી બોલે તે રાજ વાવરે. (અથવા) રાસ્તીનાં બોલતાં રાજ પામે.
રાસ્તીનો જાણનાર ખોદા છે.
રાહની બેટી, ને જયાં દીધી ત્યાં પેઠી.
ગાલ દેનારનેજ ગાલ લાગેછે તે મતલબે વપરાયછે.
રાહનાં ગાડાં કાંઈ રાહમાં અટકવાનાં છે? ૯૦૬૦
રાહનાં પાણી રાહે જાય.
રાહુ ચંદ્રને લેપે.
રીંછને દિલે મુવાલાની શી ખોટ?
રીઝે તો ચાટે, ને ખીજે તો ખાય.
રીઝે તો રાંડનો, ને ખીજે તો ગધેડીનો. ૯૦૬૫
રીત માગે તે રીજારડી, ને ઘરણું માગે તે પીંજારડી. (અથવા) રીત માગે તે પીંજારડી, ને ઘરણું માગે તે રજાલી.

રીતની બેસે ભીતે, ને વગર રીતની જીતે.
રીતમાં રેંહટિયો, ને પેહરામણીમાં પાટલો.
રીતમાં હું, ને ઘરેણાંમાં તું.
રીસ ને પાણી નીચે ઉતરે. ૫૦૭૦
રીસની આંગલી, ને હસીયાની મુક્કી (એ બંધે બરાબર.)
રીસામણાં, ત્યાં મનામણાં.
રીસે બલતો કુંભાર ગધેડીના કાન આમલે.
રૂની પુણી (અથવા, પુમડાં) જેવું (સફેદ, હલકું, વગેરે.)
રૂઠેલાં માબાપ ફરી લાવે માયા, રૂઠેલો વૈદ ફરી સુધારે કાયા. ૫૦૭૫
રૂઠો ઘા એરણ પર, ને ભુંડો માટી રાંડ પર.

હુકલ ચોટ નેહાઇ પર. (બિહાર કેહવત.)

રૂઠો મેઘ દીવાસે આવે, નહિ તો બલેવ બેહન બાંહે ધરીને લાવે.
રૂડે નામ, કે ભુંડે નામ.

Great vices, as well as great virtnes, make men famons.
(અંગ્રેજી કેહવત.)

રૂડે બોલે રાજી નહિ, ને ભુંડે બોલે દલગીર નહિ, બેહસ્તની ખુશાલી નહિ, ને દોજખની દલગીરી નહિ.
રૂડે રૂડું, ને ભુંડે ભુંડું. ૫૦૮૦
રૂડાંનાં રલિયાત, ને ભલાંના ભાગદારી.
રૂથી મહને ખુટી, ને સેહતી મહને વેહતી.
રૂદે રડાવીએ, પણ લોક ન હસાવીએ.
રૂનનો હાકમ લોહડાંના ચના ચવાડે (એવો જુલમ કરવો.)
રૂપ રૂપના અવતાર. ૫૦૮૫
રૂપૈજીની પછવાડે નોલિયો ચાલ્યો !
રૂપજી કરે રૂપાલા, ને વહુને (અથવા, પેટમાં) થાય ઉછાલા.
રૂપજી રૂડા, ને કરમનું ખાય.

રૂપની રડે ને કરમની ખાય, ને વગર કરમની તે ગોહાં ખાય, (અથવા, કરમ વગરની દેશાવર જાય.)

Beauty will sit and weep, fortune will sit and eat.(તા.કે.[1])

રૂપ રૂએ, કરમ ખાએ. (કચ્છી કેહવત.)

રૂપે રોવે, ભાગ ખાવે. (હિંદુસ્થાની કેહવત.)

રૂપની રડે, ને કરૂપની ખાય. ૫૦૯૦

રૂપની રૂડી, પણ કરમની ભુંડી.

રૂપને રડે, ને કરમને ખાય?

રૂપિયા ભરે ધાધર, ત્યારે એક આવે નાગર.[2]

રૂપિયા હોય હાથમાં, તો વેહા કરૂં રાતમાં.

રૂપિયાનો પાવલો, ને મારવાડીનો દીવાલો. ૫૦૯૫

રૂપિયે રૂપિયો વધે, ને ખાધે ખાધ વધે.

રૂપિયો ખોટો, તેમાં શરાફનો શું વાક?

રૂપિયો ખોટો થવો. (અથવા) રૂપિયો ખોટો છે.

રૂપે કાલાં, પણ કરમે કાલાં નહિ.

રૂપે રૂડી, પણ કરમે[3] ભુંડી. ૫૧૦૦

રૂપ્પાંના ધારકા[4] જેવો ચેહરો.

યાને, ઘણો ખૂબસૂરત.

રૂપ્પાંની કમર કરીને આવવું.

યાને, દેશ પરદેશથી કમાઇને આવવું.

રૂપ્પાંનો દાદર, ને સુનાનું દોરડું.

રૂપ્પાંનાં પતરાં જેવું (ચલકતું કપાલ, વગેરે.)

રૂવાન રહજડવાં (અથવા, રખડવાં.) ૫૧૦૫

યાને, રખડી રેહવું.

૧. Percival's *Tamil Proverbs*, p. 44.

૨. જુઓ કેહવત નાં૦ ૭૧૫૮, સર્ફ ૬૬૧.

૩. કરમ—કામ, કરણી. ૪. ધારકો—લાઠો.

રૂવાં એટલાં આંધરાં પડે ત્યારે છોકરાં મોહટાં થાય.

રૂવાંમાં રાખ પાકી.

બચ્ચાંને ઉછેરતાં ઘણી મેહનત પડેછે તે બતાવવા માટે આમ બોલાયછે.

રૂવાંમાંથી સોય કાહડી.

રેડે ત્યાં રેલા, નહિ ત્યાં વેહલા. (અથવા) રેડે ત્યાં રેલા, નહિ ત્યાં ઉજડ ખેડા.

રેતમાં નાવ ન ચાલે. ૫૧૧૦

રેલ ને છેલ, ને પાણી આબાદાની.

રેવડી દાનાદાર.

રેવો માહરો રલી આવ્યો, ને સોના સાઠ કરી આવ્યો. (અથવા) રેવો રલે, ને સોના સાઠ કરે.

રેશમની સાડીને લાનકલાથનું થીગડું.

शालजोडीला रकटयाचें ठिगळ. (મરાઠી કેહવત.)

રેંહટિયામાંની વાત. ૫૧૧૫

રેહનેકા ઘર નહિ, ઓર મિયાં મોહલેદાર.

રેહશે નામ એક સાહેબનું.

રહે નામ અલ્લાકા. (હિંદુસ્થાની કેહવત.)

રેહશે રામનું નામ, કે બે ઘર બ્રાહ્મણનાં.

રૈયત રાજા રામની પણ ન થઈ. (અથવા) રૈયત રાજા રામચંદરની નહિ થઇ.

રૈયતની સો ફેરી, તો હાકમની એક ફેરી. ૫૧૨૦

રોક બાઇ ઠોક, ને ઉધાર બાઈ સરક.

રોકઓ હરમાન.

રોકડા કરતાં બ્યાજ વાહલું.

રોકડે રોક, ને બોહણી ઠોક.

रोख ठोक, भवानी चोख. (મરાઠી કેહવત.)

રોકડો પરખાવવો. ૫૧૨૫
રોગ ને વિયોગ, વધાર્યો વધે.
રોગનું ખોરિયું.

મિજાસી માણસના સંબંધમાં વપરાયછ.

રોગનું મૂલ ખાંસી, ને કજ્યાનું મૂલ હાંસી. (અથવા) રોગનું ઘર ખાંસી, ને લડાઇનું ઘર હાંસી.

A dry cough is the trumpeter of death. (અંગ્રેજી કેહવત.)

રોજ ઘરમાં કલેશ થાય, તેથી ગોલીનું પાણીએ નીઠે.
રોજ રોજ મરે, તેને કોણ (અથવા, ક્યાં લગી) રડે? ૫૧૩૦

Do any weep when deaths are of daily occurrence? (તામીલ કેહવત.[1])

Who are the mourners over people that die every day? (તેલુગુ કેહવત.[2])

सदा मरे त्यास कोण रडे? (મરાઠી કેહવત.)

રોજનું રોરૂં, ને મહિનાની ઇટ.
રોજનું (અથવા, દાહડીનું) લાગ્યું, ને ભવનું ભાગ્યું.
રોઝેકુ ગયેથે, નિમાજ ગલે પરે.
રોટલા ખાઇને ઓટલા ભાંજે.
રોટલા ખાવા, ને ઓટલા સેવવા. ૫૧૩૫
રોટલાની કોર ભાંગવી નહિ, વાડી છોડવી નહિ, ને ભૂખ્યા રેહવું નહિ.
રોટલાની ખાનારી, ને ઓટલાની બેસનારી.
રોટલી ખીચડી ખવાયછ, કાંઈ સુન્નું રૂપ્પું ખવાયછ?
રોટલી વડે રાખ, ને ધુમાડાના કવાબ.
રોટલો આપ્યે, પણ ઓટલો નહિ આપ્યે. ૫૧૪૦
રોટી ત્યાં ચોટી નહિ, ને ચોટી ત્યાં રોટી નહિ.

---

૧. Percival's *Tamil Proverbs*, p. 399.
૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 225.

રોટી દેવી, પણ બેટી ન દેવી.
રોડાં મિંહાં હોત તો શિયાલવાં કાંઇ રેહવા દેત નહિ.
રોતી રાંડ, ને હસતો હાલો, એનો કદી ન વલે દાહડો.
રોતી હતી, ને પીયરીમાં મૂલ્યાં. ૫૧૪૫
રોતો જાય તો મુવાના સમાચાર લાવે.
રોતાંએ પરોણો, ને હસતાંએ પરોણો.
રોપજો આંબા ને આમલી, રખે રોપતા તાડ, સો વરસની ડોસી થઇ, પણ કદી ન જોયો કાલ.[1]

તાડનું ઝાડ ઉગવામાં ઘણુંજ ધીમું હોયછે, તેથી તેનું ફલ બીજી પેહડીએ કદાચજ ખાઈ શકાયછે.

રોવેથી રાજ ન મલે.
રોહીણી ગાજે તો દાંડિયો નહિ વાજે. ૫૧૫૦
રોહીણી ગાજે તો બોંહતેર્યું ભાંજે.

યાને, રોહીણી નક્ષત્રમાં જો ગાજવીજ થાય તો વરસાદ બોંહતેર દાહડા સુધી દૂર જાય.

રોહીણી રેલાય તે સારી, કે તપે તે સારી.
રોહીણી રેલે, કે ઠેલે, (અથવા, તપે.)
રંગ ગયા, પણ ઢંગ નહિ ગયા. (અથવા) રંગ જાય, પણ ઢંગ ન જાય.
રંગ રાજા, ને પોત પ્રધાન. ૫૧૫૫
રંગ વગર પંગ નહિ બને.
રંગનાં ચટકાં હોય, કાંઇ કુંડાં હોય? (અથવા) રંગના ટુચકા, કુંડાં ન હોય. (અથવા) રંગની ચટકી હોય, કાંઈ કુંડું નહિ હોય.
રંગમાં ને પોતમાં એમાં વાંક હોય.
રંગમાં ભંગ. (અથવા) રંગમાં ભંગ કરવો.

રંગમે ભંગ કએણું. (કચ્છી કેહવત.)

---

૧. ફલ આવવાનો વખત.

રંગા ચંગા ક્યા કરે, બંદા મહીકા તારા. ૫૧૬૦
રંગાયું એટલું રંડાયું, ને ધોયું એટલું રોયું.
રંગીકુ કેહતે નારંગી, ખારાકુ બોલતા મિઠા, વાહડીકુ બોલતા છુરી, ને આડીકુ બોલતા ગાડી, એસે લોક અનાડી.
રંગ્યા તે રંગ્યા, ને પાસ્યા તે પાસ્યા.
રંજનો બદલો ગંજ. (અથવા) રંજનું ગંજ.

If you long for pleasure you must labour hard to get it.[1]

To make a man of yourself you must toil ; if you don't you won't.[1] (ચીનાઈ કેહવતો.)

(ફારસી કેહવત.) نابرده رنج گنج میسر نمی شود

રંડાપણુ તો રોકડું, એવાતન ઉધાર. ૫૧૬૫
રંડી લડતી હુએ, ઝઘડતી હુએ, મગર ઘરકી ખબર રખતી હુએ.
રંડીકા યાર સદા ખુવાર, કાંટોકા બીછુના, જુટીકા માર.

લોંડીકા યાર સદા ખૂવાર. (હિંદુસ્થાની કેહવત.)

રાંક ઉપર શી રીસ?
રાંક કરતાં લાંઠિયો સારો.
રાંક રૂઠયો રસોઇ અભડાવે. ૫૧૭૦
રાંક રોષ, પ્રાણ શોસ.
રાંકના હાથમાં રૂવો, તોકે' વાવ ખોદાઉં કે કુવો. (અથવા) રાંકને સાંપડ્યો રૂવો, ખોદાઉં વાવ કે કુવો.
રાંકનું કહ્યું અપરાધી માને?
રાંકને ઘેર રતન સાંપડ્યું.

રાંક જે ઘરે રતન. (કચ્છી કેહવત.)

રાંકને ત્યાં રતન નહિ છાજે. (અથવા) રાંકને ઘેર રતન (નહિ શોભે.) ૫૧૭૫
રાંકને બેસાડ્યે તો અ— ભરે.

1. Scarborough's *Chinese Proverbs*, p. 3.

રાંકને રીશ બહુ, સાધુને ચીડ બહુ.
રાંકનો ગોલ.
રાંકનો દુશ્મન ભિખારી.
રાંકનો બેલી રામ, ને કાફરને કપાલે ડામ.[1] ૫૧૮૦

God himself is the help of a family in extremities.

(તામીલ કેહવત.[2])

રાંડ એવી આડી, કે જાય ઉભી ખાડી.
રાંડ કહીએ ત્યારે છી— સાંભલવી પડે. (અથવા) રાંડ કહીને છી— સાંભલવી.

He who says what he likes, hears what he does not like. (અંગ્રેજી કેહવત.)

રાંડ કુભાર્યા, મોભે સાલા, રાત અંધારી, બલદિયા કાલા, સીમાડે ખેતર, પગે વાલા, દુખ કોને કહું કંથારનાં જાલાં.
રાંડ કોઇની થઇ નથી, ને થવાની નથી.
રાંડ ગુણ બત્તીસ, ને લીમ ગુણ છત્તીસ. ૫૧૮૫
રાંડ ગાંડી, પણ રાંડનાં લુગડાંએ ગાંડાં?
રાંડ તહને બાવાને દેઉં, બાવા કહે હું તૈયાર છું, તોકે' કેહવાનું, પણ આપવાનું નહિ.
રાંડ તાહરો રોટલો, ને ઘડતાં ભાગ્યો.
રાંડ તાહરો રોટલો રડતાં કેમ ભાગ્યો? તોકે' એમનો એમ.
રાંડ નાતરે જાય, ને ધણી વલાવવા જાય. ૫૧૯૦
રાંડ ને ગાં— કોઇનાં નહિ.
રાંડ ને ગાં— બરાબર.
રાંડ ભોંયરાંમાં નાચે પણ કાંઇ છાની રહે?[3]

૧. જુઓ કેહવત નાં૦ ૧૯૭૨, તથા તેને મલતી કેહવતો, સર્ફ ૧૮૫.
૨. Percival's *Tamil Proverbs*, p. 39.
૩. જુઓ કેહવત નાં૦ ૭૬૦૦, સર્ફ ૬૯૮.

રાંડ માહરો રોટલો, ને ઘડતાં ભાગ્યો, (રોજ એનું એ.)
રાંડ માહરો રોટલો, ને બાઇ માહરૂં વ્યાજ. ૫૧૯૫
રાંડ રખડી, ને ભાગ્યા હાથ.
રાંડ રઝલી, ને પાયલી મીઠું, ને મેહમ જતાં પરેલ દીઠું.
રાંડ રડે, કે ડરે.
રાંડ રલી તો રાબ નહિ મલી, ને રાબ મલી તો છાસ નહિ જડી.
રાંડ રાંઢી, ને ઘોડે પાખર માંડી. ૫૨૦૦
રાંડ, સાંઢ, ઓર અરણી ભેસાં, ઓ વિખરે જબ કરના કેસા? માર બુધાં,[1] ઓર કર સુધાં. (અથવા) રાંડ, ભાંડ, ને ભેસાં, તે વીફરે તો કર્યે કેસા? (અથવા) રાંડ, ગાં—, ઓર હરણાં ભેસાં, ઓ બીફરે તો કરના કેસા?
રાંડના માર્યા ફોક ગયા.
રાંડના વાહ્યા કાશી ગયા, ગદ્ધા ખેતમાં ડુબી મુઆ.
રાંડ[2]ની જાતને ખાસડાંને તલ્યે રાખેલીજ ભલી.
રાંડની બુદ્ધિ પાણીએ. ૫૨૦૫
રાંડની રાંડ જાય, ને ગોદલેની — જાય.
રાંડનો વાહેલો વરકુન ગયો, ને ગંધા તલાવમાં ડુબી મુવો.
રાંડનો વાહેલો વિક્રમ કાશી ગયો.
રાંધ્યા પછી રાંડ રલે, ને રાંધ્યા પછી બલતું બલે. (અથવા) રાંધ્યા કેડે રલે, ને રાંધ્યા કેડે બલે. (અથવા) રાંધ્યા પછી રાંડ સમરે, ને રાંધ્યા પછી ચુલો સમરે.

After the food has boiled the fire burns well, after the caste has been lost [a man's] sense comes.[3] (તે. કે.)

૧. બુધું—જાડી લાકડી. ૨. ઓરત.
૩. Carr's *Telugu Proverbs*, Supplement, p. 89.

રાંડવા પછી આવેલું ડાહપણ. (અથવા) રાંડવા પછે ડાહપણ આવે. ૯૨૧૦
The woman became wise after the death of her husband. (તામીલ કેહવત.[1])
રાંડી કુડી ને માથા મુંડી, હાથે પગે અડવી[2] થઇ, ને ધણીની ઓસ્યાલી ગઇ.
રાંડી કે પ્રભુને ખોલે પોંહચી.
રાંડી તેને આતવાર શું, ને દિતવાર શું!
રાંડી, ને ઘોડે પલાણુ[3] માંડી.
રાંડી પૂત શાહજાદા. ૯૨૧૫
રાંડી પૂતા શાહજાદા, અને બાપ મુવા એટલે દીકરા ઉમરાવજાદા. (અથવા) રાંડી પૂત શાહજાદા, ને મા મરે તો ઉમરાવજાદા.
રાંડી રડે, કુંડી રડે, ને સોલ ભઠિયારી છેડો, (અથવા, મોહડું) ધરે.
રાંડી રૂએ, માંડી રૂએ, પણ સાત ભરથારી[4] તો મહોએ ન ઉંઘાડે.
રાંડી રોરો, ને હૈયા ચોરો.
રાંડી રાંડની છોડી, ને ગરાસ્યાની ઘોડી. ૯૨૨૦
રાંડી રાંડને પગે પડ્યાં, તોકે' હું એવી તું!
રાંડી રાંડનો જમાઈ.
રાંડી રાંડનાં[5] ભવનાં ગયાં, ને સોહવાસણનાં રમવા ગયાં.
રાંડીને પગે માડી પડી, તોકે' માહરા જેવું થજો! (અથવા) રાંડીને ઘેર માડી ગઇ તોકે' આવ બેહન તુંએ માહરા જેવી થા!
રાંડે કારેલાં વઘાર્યાં. ૯૨૨૫
રાંડે જણ્યાં રતન સરખાં.
રાંડે રાંધ્યું, ને કરમે ખાધું.
રાંડે[6] હાથે રખડી, ને બાંડે હાથે મોડ.

1. Percival's *Tamil Proverbs*, p. 72.
2. બોડી. 3. જીણ. 4. સાત ભરથારવાળી.
5. રાંડી રાંડનાં બચ્ચાં. 6. રાંડેલે.

રાંદ્રો રડે, ને કાંદ્રો ખાય.

રાંધણપુરનો ઇજારદાર. ૫૨૩૦

રાંધણી વગરનું ઘેર નહિ હોય.

Communautés commencent par bâtir leur cuisine.[૧] (ફ્રૅ.કે.)

રાંધનારની પાંતી ધુમાડો.

રાંધ્યામાં રંધાય નહિ. (અથવા) રાંધ્યાંને ફરીથી રંધાય નહિ.

No sweetness in a cabbage twice boiled, or in a tale twice told. (અંગ્રેજી કેહવત.)

રાંધ્યું ધાન રહે નહિ.

રાંધ્યું વરે પડે, ને બોલ્યું બહાર પડે. (અથવા) રાંધ્યું વલે, ને બોલ્યું બહાર પડે. ૫૨૩૫

રાંધરૂં ને ખાધરૂં, ને કોથલીનું બાંધરૂં.

રાંધે એક, ખાય બીજો.

One beats the bush and another catches the bird. (અં.કે.)

Uno leva la lepre, un altro la piglia.[૨] (ઈતાલ્યન કેહવત.)

Der Eine fängt den Hasen, der Andere iszt ihn.[૩] (જ. કે.)

Den Ene jager, den Anden æder Haren.[૪]

Een plöier, en Anden saaer, den Tredie veed ei hvo det faaer.[૫] (ડેનીશ કેહવતો.)

When the clever lady had fried the cakes in Ghi, the patient lady walked off with them in her lap.

(તેલુગુ કેહવત.[૬])

---

૧. Communities begin by building their kitchen.
૨. One starts the hare, another catches it.
૩. One catches the hare, and another eats it.
૪. One hunts the hare, and another eats it.
૫. One ploughs, another sows, who will reap no one knows.
૬. Carr's *Telugu Proverbs*, Supplement, p. 51.

The cat steals the rice, and the dog comes and eats it.[1]
One generation plants the trees under whose cool shade another generation rests. (ચીનાઈ કેહવતો.[2])
(ફારસી કેહવત.) کوهرا فرهاد کند ولعل را پرویز یافت
રાંધે તે રાણી, ને કામ કરે તે દયાણી.[3]
રાંધે તે રાણી, પાણી ભરે તે લોંડી.

---

૧. Scarborough's *Chinese Proverbs*, p. 22. ૨. *Ibid*, p. 142.
૩. આકરડી.





# લ

ઇને લેવું, ને ખવાડીને ખાવું. ૫૨૪૦

લઉં ઉસકા દઉં નહિ, ને માગું ઉસકી પઘડી લઉં.

લક્કડ તેવું છોડ.[૧]

યાને, જેવું લાકડું હોય તેવું તેનું નાહનું મોહટું છોડ પડી શકે. એ ઉપરથી એકકને પેશ પડતાં, અને પોંહચી વલતાં માણસો વિષે એમ બોલાયછે.

લક્કડ સીંગકી લકડી, ઠણુઠણુપાલકા ઠોકા, બિલ્લી ઉંઠ લે ગઇ, જરા ન આયા ધોકા!

લકડી આગલ બકરી નાચે. (અથવા) લકડીસે બકરી કુદે. (અથવા) લકડીયાંસે બકરીયાં કુદે.

Like a monkey dancing for fear of the stick.[૨]

The foot puts the stick in motion, as that moves, the monkey dances. (તામીલ કેહવતો.[૩])

If you shake the stick the monkey will dance. (તે. કે.[૪])

---

૧. છોડું. ૨. Percival's *Tamil Proverbs*, p. 332.

૩. *Ibid*, p. 235.

૪. Carr's *Telugu Proverbs*, Supplement, p. 27.

Before a turning-lathe a thing cannot remain crooked.
(બંગાલી કેહવત.[1])

(ફા. કે.) گر نبردی چوب تو فرمان نبردی کاو و خر

લકડીકે બલ બકરી નાચે. (હિંદુસ્થાની કેહવત.)

લકડેકા બજારમે કપડેકા બજાર. ૯૨૪૫

લકડેકા લડુ, ખાય ઓભી પસ્તાય, ન ખાય ઓભી પસ્તાય.

A cocoanut which cannot be chewed. (તેલુગુ કેહવત.[2])

લખણ પડા લાખા, ને સો વરસના સાખા.

લખણ લખેસરીનાં, ને કરમ ભિખારીનાં.

લખણનું લાડકું.

લખતની લખતી શું કરે આઇ, ને વેમાયનો કુતરો, બીલાડો, ને વાંદરો જમાઇ. ૯૨૫૦

લખતે લહિયો નિપજે, ભણતે પંડિત થાય, પરખે ઝવેરી નિપજે, વહડતે પટેલ્યો થાય.

લખતો ભુલે, ને તરતો ડુબે.

લખતંગ લખપતિ, ને વાંચનાર ઘે—.

લખતાં નહિ આવડે તેનું નામ નિશાળ્યા કે મુરખ હજામ?

લખતાં લહિયો, ભણતાં છૈયો, વાંચતાં પંડિત હોય, લડતાં શેઠિયો નિપજે, તેનું કુલ[3] ન પુછે કોય. ૯૨૫૫

લખમી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાલ (અથવા, મોહડું) ધોવા જાય.

(અથવા) લખમી ચાંલ્લો કરવા આવી તોકે' મોહડું ધોઇને આઉં.

When fortune smiles, take the advantage. (અંગ્રેજી કે.)

Quando viene la fortuna, apri le porte.[4] (ઈતાલ્યન કેહવત.)

---

૧. Long's *Eastern Proverbs and Emblems*, p. 132.

૨. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 218. ૩. કુલ.

૪. When fortune comes, open your door.

Wenn das Glückz anpocht, soll man ihm aufthun.[૧] (જ.કે.)

Quando te dieren el anillo, pon el dedillo.[૨] (સ્પેનીશ કે.)

Lykken banker ofte paa, Tossen lader hende ved Dören staa.[૩] (ડેનીશ કેહવત.)

લખમીદાસનું ટપીલું.

લખ્યા પ્રમાણે ખવાય. (અથવા) નસીબમાં હશે તેટલું ખવાશે.

લખ્યા લેખ મટે નહિ, (અથવા, મીટનાર નથી.) (અથવા) નસીબમાં લખ્યું ટલનાર નથી.[૪]

There is no flying against fate. (અંગ્રેજી કેહવત.)

Traerlo escrito en la frente.[૫] (સ્પેનીશ કેહવત.)

Che sarà, sarà.[૬] (ઈતાલ્યન કેહવત.)

What is written is dried up. (કાશમીરી કેહવત.[૭])

The writing of Brahma will not fail in the least.[૮]

Although oil may be washed off, can the writing of Brahma be rubbed off?[૯]

Can you efface the letters of destiny, written on the skull, by shaving the head? (તામીલ કેહવતો.[૧૦])

The writing written on the forehead never fails.[૧૧]

Will the writing written by Brahma fail? (તે. કેહવતો.[૧૨])

---

૧. When fortune knocks, open the door.

૨. When they offer you a ring, hold out your finger.

૩. Fortune often knocks at the door, but the fool does not invite her in. ૪. જુઓ કેહવત નાં૦ ૫૧૧૯, તથા તેને મલતી કેહવતો, સફે ૪૭૧.

૫. To have it written on his forehead.

૬. What will be, will be.

૭. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 251. ૮. Percival's *Tamil Proverbs*, p. 29.

૯. *Ibid*, p. 149. ૧૦. *Ibid*, p. 337.

૧૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 236.

૧૨. *Ibid*, p. 285.

ललाट लिखिता रेखा परिमार्ष्टुं न शक्यते ॥[1]

ललाट लेखा न पुनः प्रयाति ॥[2] (સંસ્કૃત કેહવતો.)

(ફારસી કેહવત.) قضای نوشته نباید سترد

જો કુચ્છ લિખા લિલાટમેં, મીટ શકે નહિ કોય; રાવણ સીતાકો હરે, રામ ભ્રષ્ટ દુખ સોહે. (પદ.)

सटावीनें लिहिलें तें टळणार नाहीं. (મરાઠી કેહવત.)

લખવાથી મુઓ તો લેખણી ભાંજ, ને લકવાથી મુઓ તો સેજદો કર. ૫૨૬૦

લખાણું તે વંચાણું. (અથવા) લખાણું તે વંચાણું, ને નવરે પાંચડે પંચાણું. (અથવા) લખાણું તે વંચાણું, ને તલે પડે તે કંચાણું. (અથવા) લખાણું તે વંચાણું, હેઠ પડ્યું તે કચરાણું.

All imaginations may be false, that which is written is true. (તામીલ કેહવત.[3])

લખે મુસા, ને પહરે ખોદા.

લીખે મુસા, પહરે ખુદા. (હિંદુસ્થાની કેહવત.)

લખો દીકરા ખાતાંવહી, ને ઓરડો લેતાં પરસાલ ખોહી.

લખો મેહતાજી મોહટી વહી, ને ઘેર વેચતાં ઓસરી નહિ રહી.

લખોની પાન, ને સુન્નાંની ખાન. ૫૨૬૫

લગન વખતે ગધેડો છોડવો.

(ફારસી કેહવત.) پیرزن نمرد تا روز بارانی

લગન વેલા ઉંઘમાં ગઈ, ને પાછલથી પસ્તાવું શું?

લગન સમાન હરખ નહિ, ને મોહત સમાન શોક નહિ.

લગનના સોદા.

---

૧. The line written on the forehead cannot be effaced. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 458.

૨. A writing on the forehead will never fail. *Ibid*, p. 459.

૩. Percival's *Tamil Proverbs*, p. 148.

લગનનો ઢોલી લગનનું ગાય. ૫૨૭૦

લગનનો ધણી ખાડે પડ્યો.

લગનનાં ગીત (અથવા, ઢોલ) લગને છાજે. (અથવા) લગનનાં ગીત લગનેજ ગવાય.

Every thing is good in its season. (અંગ્રેજી કેહવત.)

There is a time to fish, and a time to dry nets.[1] (ચી. કે.)

(ફારસી કેહવત.) گریه بوقت به از خنده بیوقت

લગનનાં જહગન.

લગનમાં વધન, ને ચોરીમાં રંડાપો.

લગને ગવાય, ને મરણે રડાય. ૫૨૭૫

લગને લગને કુંવારા.

લગાડું કે દેખાડું.

લટકો, મટકો, ને સોપારીનો કટકો. (અથવા) સાસુજીનો મટકો, ને સોપારીનો કટકો.

નાજુકાઇનાં ડોલથી લેંહકો કરી ચાલનાર ઓરતની ખીજ તરીકે વપરાયછે.

લટે તો દેવને દીકરા આપે, નહિ તો પાછા લીએ.

લટે તો નેહાલ કરે, નહિ તો ખીલાઉપાડ કરે. ૫૨૮૦

લડ લડકે હબસી મરે, ઓર ખાનેકુ ગારદે[2] ચલે.

લડકની લાડી કરતાં સોડમાં સાવરણી સારી.

લડતોંકે પીછે ઔર ભાગતોંકે આગે.

લડતાં સાથે મલ્યે, તો ગાલમાંથી ટલ્યે. (અથવા) મલતાં સાથે મલ્યે, તો બે ગાલમાંથી ટલ્યે.

લડવા બેઠા ત્યારે કોઇ રાંડ કહે, ને કોઇ છી— કહે. ૫૨૮૫

---

૧. Scarborough's *Chinese Proverbs*, p. 30.

૨. ભઇયાજીની એક જાત.

લડાઈ લગે તો પૈસા દઉં, ને નહિ લગે તો પીછા લઉં.
લડાઈ લડવી તો બોલવું આડું, ખેતી કરવી તો રાખવું ગાડું.
લડાઇનું ખોરિયું.
લડાઇનું ઘર હાંસી, ને રોગનું ઘર ખાંસી.
લડાઇમેં લડુ નહિ બટતે. ૫૨૫૦
લડાક મરઘી.
લડાવી દીકરી, ને હલાવી ખીચડી.
લડી છુટજો, પણ મરી ના છુટશો. (અથવા) રડી છુટે તે ચાલે, મરી છુટે તે નહિ ચાલે.
લડે સિપાહી, ઓર નામ સરદારકા.

The blood of the soldier makes the glory of the general. (અંગ્રેજી કેહવત.)

Il sangue del soldato fa grande il capitano.[1] (ઈતાલ્યન કે.)

લડે સિપાહી, નામ સરદારોંકા. (હિંદુસ્થાની કેહવત.)

લણુ[2] ગામ લીંબાડુ, લણુ ભુલો જોષી, પચાસ વરસે પરણી આવ્યો, લાવ્યો ઘરડી ડોસી. ૫૨૫૫
લપડાક મારીને મોહડું રાતું રાખવું.[3]
લપસી પડ્યા, તોકે' નમસ્કાર!
લપોડસંખ[4] (અથવા, સંખનાથ) લાખ! તોકે' સવા લાખ!

दे लाख तर घे दोन लाख, देतोस काय तर घेतोस काय. (મ. કે.)

લબડતુ દણું[5] પગ ભાંજે.
લરા લુતરી, ને કાલી કુતરી. ૫૩૦૦
લલ્લુ મરો કે જગધર મરો, તેમાં આપણે શું?
લલ્લુભાઇ ભરૂચ જાતી હએ, તોકે' નહિ સાહેબ! આપ જાતે હો!

---

૧. The soldier's blood exalts the captain. ૨. લાયક.
૩. જુઓ કેહવત નાં૦ ૩૬૬૮, સર્ફ ૩૫૮. ૪. ગપ મારનારૂં.
૫. ઢોરને નાહસી જતું અટકાવવા ગલાંમાં બાંધવામાં આવતું ઝુલતું લાકડું.

લલ્લુભાઈએ વાતમાં ભરૂચ ખોયું. (અથવા) લલ્લુભાઈએ વાતમાં ને વાતમાં ભરૂચ ગુમાવ્યું.

લલ્લુભાઇના જમાનાનું.

લવરી, લુલી, ને લઘુ, એ ઘડપણમાં વધે. ૫૩૦૫

લવે લવે લાખ, ને સાંભલે માહરી ડાબી જમણી કાખ.

લવો માહરો રલે નહિ, ને એકનાં બે કરે નહિ.

લવંગ એલચીની કોટડીએ તાલાં ચહડવાનાં છે.

લવંગ સરખી લાંકરી, પાન સરખી પાટલી, ને એલચી સરખી ઠીંગણી દાબડીમાં સમાવશ.

નાજુકાઇનું ડોલ ઘાલનારના સંબંધમાં બોલાયછે.

લવંગની લાતી, ને કેલાંની વખાર. ૫૩૧૦

લવંગની લાતીએ જવું.

લવંગની લાતીએ, ને એલચીની વખારે.

લશ્કર ને ડોસી, સાથેનાં સાથે.

લશ્કરકા ભેદ પાયા, ગદ્દે પર તંબુ આયા.

લશ્કરકા ભેદ પાયા, ને આગુસે ગદ્દા આયા. ૫૩૧૫

લશ્કરથી માન સરદારને, ને સરદારથી માન લશ્કરને.

લશ્કરમે ગદ્દા આયા, જબ લશ્કરકા ભેદ પાયા.

લશ્કરમાં ઉંઠ.

લશકરમાં ઉંઠ બદલાય.

લશ્કરમાં ડોસી પોઈસ. ૫૩૨૦

લસણ તે કાંઈ કસ્તુરીની ગરજ સારે?

લસણની બો (અથવા, વાસ) કાંઈ છાની રહે?

લહુઓ લોટે તે તાલ પર.

લક્ષ પ્રદક્ષણા, ને પૈસો દક્ષણા.

લક્ષણવંતી લાડી, ને ખરે બપોરે કાહડી. ૫૩૨૫

લક્ષ્મી કરે ઉછાલા, ને જીવને લાગા પછાડા.

લક્ષ્મી ચંચલ જાત છે.

લક્ષ્મી છાણાં વિણતી દીઠી, ભિખતો દીઠો ધનપાલ, અમર મરતા મેં સુણ્યા, વાહ રે! માહરા ઠીઠણપાલ. (અથવા) લાખ વેચંતી લક્ષ્મી, ભિખંતો ધનપાલ, અમર મરતો મેં સુણ્યો, ભલો માહરો ઠીંઠણપાલ.[1]

લાઉં તો ખાઉં, નહિ તો બેઠાં મંગલ ગાઉં.

લાકડીની પુતલીથી ઘેર નહિ ચાલે. ૫૩૩૦

લાકડું ઘાલતાં માકડું વલગ્યું.

લાકડું ઘાલવું, (અથવા, પેસાડવું.)

ચાને, "કોઈ ચાલતાં કામની વચમાં પોતાનું કામ કરાવવું; કોઇને ત્યાં પોતાના ફાયદા શોધવાની તજવીજ રજુ કરવી."[2]

લાકડું વલે ચીરાએ.

લાકડે માકડું મલવું.

Every scale hath its counterpoise. (અંગ્રેજી કેહવત.)

A pao duro, dente agudo.[3] (પોરચુગીઝ કેહવત.)

(ફારસી કેહવત.) مردار سگان را وسگان هم او را

લાકડે માકડું વલગાડવું. ૫૩૩૫

ચાને, બે જણ વચ્ચે ભાંજગડ થાય તેવું કરાવવું.

લાકડે લોહડું મળ્યું.

લાકડાં સાથે લાકડું થાય, ત્યારે સુથારનું કામ શિખાય.

લાકડાંના ચુહલા પર ડામરની કહડા.

લાકડાંના (અથવા, મોચીના) દેવને ખાસડાંની પૂજા.

A carne de lobo dente de cao.[4] (પોરચુગીઝ કેહવત.)

चांभाराचे देवाला खेटराची पूजा. (મરાઠી કેહવત.)

મોચીજે દેવકે ખલેજી પૂજા. (કચ્છી કેહવત.)

---

૧. એના સમજણ માટે જુઓ "કઉતક માલા અને બોધ વચન," સફે ૧૧૩.

૨. નર્મ કોશ. 3. A sharp tooth for hard bread.

૪. To wolf's flesh dog's teeth.

લાકડાંના બેહરામજી, ને ચામડાંના કાન. ૫૩૪૦

લાકડાંની તરવારે મહિનો ખાવોછે.

લાકડાંને ભારે લાકડું ભાગે.

લાકડાંનો માર્યો ઉંચું જુએ, અન્નનો માર્યો નીચું જુએ.

લાખ જજો, પણ કોઇની સાખ ન જજો.

લાख नसावी, पण साख असावी. (મરાઠી કેહવત.)

લાખ બુદ્ધ તે લંબાણું, સહસતર બુદ્ધ તે તંગાણું, એક બુદ્ધ એવી કે નહસાણું તે જીવાણું. ૫૩૪૫

એક જંગલની અંદર સાંપ, વાંદર, અને કોહલો સાથે રેહતા હતા. એક વખત જંગલમાં દવ લાગ્યો.[1] કોહલો પુછે કે "કર્યે કેમ?" ત્યારે સાંપે કહ્યું કે "માહરી પાસે તો લાખ બુદ્ધ છે, તેથી હું તો બચી શકશ." એમ કહીને તે દરમાં પેઠો. ને વાંદરે કહ્યું કે "માહરી પાસે તો સહસતર બુદ્ધ છે, તેથી હું પણ બચી શકશ." એમ કહીને તે એક ઝાડ ઉપર તીંગાયો. પણ કોહલે કહ્યું કે "માહરી પાસે તો એકજ બુદ્ધ છે, તે એ કે નહસાણું તે જીવાણું." એમ કહીને તે ત્યાંથી નાહસી ગયો. આગ ફેલાતાં સાંપ અને વાંદર બન્ને બલી મુવા, પણ કોહલો પોતાની એકજ બુદ્ધથી બચી શકયો.

લાખ મત લડબડી, સો મત સડસડી, પણ એક મત બિચારી બાપડી, તે ઉભે માર્ગે મેલ્યાં તાપડી.[2]

લાખ મરજો (અથવા, જજો,) પણ લાખનો પાલનાર ના મરશો, (અથવા, જશો.)

લાખ મલતા નથી, ને લખેસરી થતા નથી. (અથવા) લાખ મલનાર નથી, ને લખેસરી થનાર નથી.

લાખ મલ્યા નહિ, ને લખેસરી થયા નહિ.

---

૧. આગ લાગી.

૨. એની સમજણ માટે જુઓ "કઉતક માલા તથા બોધ વચન," સફે ૧૨૬.

લાખ રૂપિયાના બેજનજી, ને ચોલાનું શાખ કેવું? ૯૩૫૦
લાખ રૂપિયાનાં દીવાલાંમાં કારેલાંનું શાખ.
લાખ વાતની એક વાત.
લાખ વાતની વાત, તો થોડામાં કહ્યું સાર.
લાખના તુટયા કોડીએ સંધાય નહિ.
લાખના બાર હજાર કરવા. ૯૩૫૫
He has brought his noble to ninepeenc. (અંગ્રેજી કેહવત.)
લાખની પાન, ને બોરની બમણી. (અથવા) બોરના બમણા, ને લાખની પાન.
લાખની પાન, ને સોનાની ખાન.
લાખની બક્ષેશ, ને કોડીનો હિસાબ.
લાખની મતા, ને કોડીની સત્તા.
लाखाची मत्ता, काडीची सत्ता. (મરાઠી કેહવત.)
લાખનું દીવાલું તેમાં ચોલાનું શું શાખ? (અથવા) લાખનું દીવાલું, તો પછી ચોલાનું શું વાલું? ૯૩૬૦
લાખનું દેવું, ને ચોલાનું ઓધણ શું?
લાખનું મનખ તેને કાખનું કપડું હોય તો તેને ઇજત નહિ, ને કાખનું મનખ તેને લાખનું કપડું હોય તો તેને ઈજત.
લાખનાં સુનાં કરતાં ત્રાંબીઓ રોકડો સારો.
લાખા ફુલાણી.
લાખે દીવો, ને કરોડે ધજા. ૯૩૬૫
લાખે બેઠાં, ને કરોડે ઉઠયાં. (અથવા) લાખે બેઠા, ને કરોડે ઉઠી ગયા.
લાખે લખેસરી નહિ.
લાખે લેખાં, ને કરોડે નામાં, ને જાતે દાહડે કાંઇ ન દેખાં.
લાખે લેખાં, ને કોડી ન દેખાં.
લાખે લેખાં લખાય (એવું તવંગર.) ૯૩૭૦

લાખો વણજારો.
લાગ આવે ત્યારે લાત મારવી.
લાગ વના મોતી વિંધાતું નથી.
લાગે ત્યાંથી ભાગે.
લાગે તેને પીડ, ને નહિ તેને ભીડ. ૫૩૭૫
લાગે રજ, તો વધે ગજ.
યાને, બચ્ચાંને પડતું ખડતું રાખ્યું હોય તો પોખઈને સારા ઉધર-ભાવનું નિવડેછે.
લાગે લાકડાં ભાગે, (અથવા, ફાટે.)
લાગો તો તીર, નહિતો તુક્કો, (અથવા, થોથું.)
Tojours ne frappe-t-on pas ce à quoy l'on vise.[૧] (ફ્રેંચ કે.)
लागला तर तीर नाहीं तर तुका. (મરાઠી કેહવત.)
લગા તો તીર નહિ તો તુક્કા. (હિંદુસ્થાની કેહવત.)
લગો ત તીર નકાં તુકો. (કચ્છી કેહવત.)
લાજ કરોડની છે.
Die de schande niet ontziet, komt niet tot eer.[૨] (ડચ કે.)
When deprived of modesty, there will be no sense of honour. (તામીલ કેહવત.[૩])
લાજ છે તો લખ્ખો રૂપિયા છે. ૫૩૮૦
લાજુ મરે, ને બીખુ જીવે.
લાજે વણસે કાજ.
લાજે સંપત પામ્યે, ને લાજે મોહટાં માન, લાજ વગરનાં માનવી, તેના લાંબા લાંબા કાન.
A good name is better than riches. (અંગ્રેજી કેહવત.)
લાડ ને તાડને સીદ્ધરાજે સાથે કાહડ્યાં.

૧. One does not always hit what one aims at.
૨. Who fears no shame, comes to no honour.
૩. Percival's *Tamil Proverbs*, p. 287.

લાડ[1] મોંઘા, ને ફૂજેતૂ઼ા સોંઘી. ૫૩૮૫
લાડ, મોહડ, ને મેવાડા, ત્રણે નાતમાં ઢેડવાડા.
લાડ લડાવે તેજ રડાવે.
લાડ લાકડાં, ને ખેગવાલ કુહાડા.
લાડ સુક્કાં ઝાડ, ને દવે કુહાડા.
લાડકા બેટા ગાંડ્યા. ૫૩૯૦
લાડકાં લોહડકાં, ને માથે બોડકાં.
લાડબાઇ લુહવારડી, ને કાખમાં મારી બુહવારડી.
લાડવા મલ્યા કે બ્રાહ્મણ રલિયાત.
લાડવો નથી કે તે ખાઈ શકાય.

યાને, સેહલ વાત નથી કે તે પાર પાડી શકાય.

લાડી પાડીનાં નિવડે વખાણ. ૫૩૯૫
લાડીએ લાડો છેતર્યો, આંખમાં છે બે ફુલાં, પણ મુલજી મૂળે દેખતા નહિ, હમે રે નથી ભુલાં! (અથવા) લાડીએ લાડાને છેતર્યો, આંખમાં બે ફુલાં રે, મુલચંદભાઈ મુલગું ન દેખે, હમે નથી ભુલાં રે!
લાડુ ખાવાનું કામ નથી.

યાને, અઘરૂં કામ છે.

લાડુબાઈ લટકાલાં,[2] ને હું કુટુંબની ઘરડી, ઘી ગોલની વાત ન જાણે, બેઠાં થુલી ભરડી.
લાડે લાડે લીડકાં.
લાડે લીડાં, ને —નાં ટીલાં. ૫૪૦૦
લાતે નહિ મારે, ને વાતે મારે.
લાધ દે, લગામ દે, લાધનેવાલા સાથ દે.
લાધ દે, લધામણ દે, લાધનેવાલા સાથ દે, બેઠનેકા ટટ્ટુ દે, ખાનેકા લડ્ડુ દે, ઓઘનેકા પટ્ટુ દે. (અથવા) લાધ દેઓ, લધામન દેઓ,

1. વાણિયાની એક જાત. 2. લટકાવાલાં.

બેસનેકુ સાજ દેઓ, રામનાથકી ખરચી દેઓ, ઓર રામનાથ પોંહચા દેઓ. (અથવા) લાધ દે, લધામન દે, લાધનેવાલા સાથ દે, ઓધનેકા પટ્ટુ દે, બેઠનેકુ ટટ્ટુ દે, ખાનેકા લડુ દે, જગન્નાથકુ પોંહચા દે.

Must I tell you a tale, and find you ears too? (અં. કે.)

O Physician! have you hot water in your bag? (તે. કે.[1])

લાધ દે, લાધન દે, હાંકનવાલા સાથ દે. (હિંદુસ્થાની કેહવત.)

લાભ થાય તે ગેરલાભ સારૂં.

લાભ ધારણુ લાભોઓને, ચોકીવાલા જાગોને.[2] ૫૪૦૫

લાભાજી લાભ.

લાભોજી લાભ ક્યારે? તોકે' સપોસપ પડે ત્યારે.

લાલ કુંવરજી પરમાનંદ, ને પારકે પૈસે કરે આનંદ.

લાલ ચણોટી જેવું.

લાલ ત્રાંબાં જેવું (ગોસ્ત, વગેરે.) ૫૪૧૦

લાલ તુટી જેવું.

લાલ બુજરગ!

Like ordering the well to be filled up when the rope was found too short. (તેલુગુ કેહવત.[3])

લાલ બુજરગ હાથી પારખવા ગીયો, તોકે' સુંઢ કેઈ, ને પુછડું કીયું!

લાલ બોટાં જેવું.

લાલ ભૂત જેવું. ૫૪૧૫

લાલ લાખ, તોકે' સવા લાખ.

લાલ લાલ લાકડી, ઉંઠ જેવો ટોલો, કાછિયાંની વાડીમાં, કુતરાંનો ટોલો.

લાલ લોહી જેવું.

૧. Carr's *Telugu Proverbs*, Supplement, p. 81.
૨. એની સમજણુ માટે જુઓ "કઉતક માલા અને બોધ વચન," સફે ૨૯૫.
૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 186.

લાલ વાવટો મુકવો.
He lights his candle at both ends. (અંગ્રેજી કેહવત.)
લાલ હીંગરા જેવું. ૫૪૨૦
લાલજી લટકારા.
શીસ્ચારીખોરાં માણસના સંબંધમાં વપરાયછ.
લાલજીકા લડુ ગોપાલજીકુ ભાવે.
લાલભાઈ લાંબા, ને પીરભાઈ પોહલા. (અથવા) લાલભાઈની લાંબી, ને પીરભાઈની પોહલી.
લાલભાઇની લાકડી, ને જીવાભાઈનો જુતો, બાજીરાવની બીકથી બેસ કેહતાં સુતો.
લાલા લાલા મર ગયે, રહે ગયે મખ્ખીચુસ, લેના દેના મીલે નહિ, ઔર લડનેમે મજબુત. ૫૪૨૫
લાલાકા ઘોડા, ખાય બોત, ચલે થોડા.
લાલાજી ગાય, ને લીલાજી સાંભલે.
લાલિયા રે લોલ, જ્યાં વાગે ઢોલ ત્યાં લાલિયા લોલ!
લાલિયા રે લોલ, ને લાલિયો પરણે તો વાગે ઢોલ!
નફ્ફરાં માણસને માટે બોલાયછે.
લાલિયો પરાપર. ૫૪૩૦
યાને, તચાક અને લાહેરીખોરૂં માણસ.
લાલિયો લડો, ને કેશવો વડો.
લાલી તાહરે લેખે, ને લોક તમાશા દેખે. (અથવા) લાલી તાહરે લેખે, ને કોઇ ના દેખે.
લાવ ધોબી માહરો વાગો, કલઈ, કછોટો, ને ધાબો.
લાવ ભાઈ ટકો!
લાવ લાકડી કુતરાને હાંકું. ૫૪૩૫
It is an easy thing to find a staff to beat a dog. (અં. કે.)
Tosto si trova il bastone per dare al cane.[1] (ઈ. કે.)

1. A stick is soon found to beat a dog.

લાવડો બનાવ્યો મેં, ને ખાધો તમે.
લીએ ત્યારે ઓવરે,[1] ને આપે ત્યારે ઓટલે.
લીખનાં, પહડનાં ચાતુરી, એ તીનો બાતાં સહેલ, કામદહન, મન બશકરન, ગગન ચહડન મુશ્કેલ.
લીખે મુસા, પરેહ ખુદા.
લીજીએ એસા દીજીએ, પણ ધીકા બેપાર કીજીએ. ૯૪૪૦
લીધા લાડ, ને ખાધાં ખાસડાં. (અથવા) લીધા લાડ, ને ખાધાં ખાસડાં ફરી નહિ આવે.
લીધી અમીરી, ને આપી ફકીરી.
લીધી વાત મુકવી નહિ.
લીધું લક્કડ, કીધું મેરાયું.
લીધે લાલો, ને ભરે હરદાસ. ૯૪૪૫
લીપેલી ઓસરી શોધવી.
(ફારસી કેહવત.) هر دیگ چمچه
લીબું નિચવવું.
લીમ નહિ આપે તો કાકો આપે, ને કાકો નહિ આપે તો લીમ આપે.
લીમડાને સો મન શાકરમાં સીંચે, તોપણ કડવો ને કડવો.
લીમડાનો વા કડવોજ હોય. ૯૪૫૦
લીમડાનાં ખેતમાં ટપે ટપે શાકર નાખ્યે, પણ મિઠું નહિ થાય.
લીયા ઉસકા દીયા, ઉસમે નફા તો ક્યા કીયા?
લીલા લેહર કરવું.
લીલી ટોપી નીખારી, ને નહિ ભણે તે ભિખારી.
લીલી ડાંખલીને જેમ વાલ્યે તેમ વલે. (અથવા) લીલું લાકડું જેમ વાલે તેમ વલે. ૯૪૫૫

---

૧. ઓરડે.

લીલી પીલી વાદલી રે વરસો વીરાને ખેત, ભાઇને ઘેર ગેઇ'તી તે ભોજાઇએ કાટલે ભર્યાં પેટ. (અથવા) વરસ માહરા મેઘ, માહરા ભાઈને ખેત, ને ભાભીએ કાટલે કુટલે ભર્યાં પેટ.

એક ભાઈને ઘેર તેની બેહન ગઈ. તેને તેના ભાઇએ "પાનશેર, દસ શેર આપજે" એમ અનાજ આપવાને પોતાની ધણિયાણીને કહ્યું. પણ તેનો ઉલટો અર્થ લેવાનું ફાવવાથી ભોજાઈએ પોતાની નરંદને દસ શેર વજનના પથરા બાંધી આપ્યા, જે લેઈ જતાં પોતાનાં ભાઈનાં ખેતરમાંથી પસાર થતાં તે ઉપલી કેહવત બોલી.

લીલી પાંખ ને કંઠે કાલો, ને રામ રામ ભજંતો સારો.

લીલી સુકી પડવી.

He has tasted both the sweet and the bitter. (ચીનાઈ કે.[1])

(ફારસી કેહવત.) ضرب دستی تندیده است

લીલું કુંજર.[2]

As green as grass. (અંગ્રેજી કેહવત.)

લીલું ગાજર. ૯૪૬૦

બિનઅનુભવી અને મૂરખ માણસના સંબંધમાં વપરાયછે.

લીલું છમ.

લીલું નાલિયેર, ને સુક્કો ગોલ. (અથવા) જુનું નાલિયેર, ને નવો ગોર,[3] જજો હોણ, ને આવજો પોર. (અથવા) લીલું નાલિયેર, ને જુનો (અથવા, સુક્કો) ગોર,[3] ને આવજો હોણ, ને જજો પોર.

લીલો બાવલ્યો બલે?

લીલાં પેહર્યાં નથી, ને પીલાં છોડ્યાં નથી. (અથવા) લીલાં છોડ્યાં નથી કે પીલાં પેહર્યાં નથી.

યાને, કાંઈ પેહર્યું ઓઢ્યું નથી; મોજ મજાહ કીધી નથી.

લીલાં લેહર, ને જમવાનાં ઘેર. ૯૪૬૫

૧. Scarborough's *Chinese Proverbs*, p. 343.
૨. ઘાસનું તણખલું. ૩. ગોલ.

લીલાં વનમાં સુડા ઘણા.
લુખી રોટી ખાઇએ, પણ સુવાનું તો સુખ જોઇએ.
લુખાં ધાનની પેઠે વલગી રેહવું.
લુખાં લાડ શાને?
લુગડાં ફાડી ચીથડાં કર્યાં. ૫૪૭૦
લુગડાંની અંદર સૌ નાગાં.
લુચ્છાની દીવાલી. (અથવા) દોંગાની દીવાલી.

Knaves are in such repute, that honest men are accounted fools. (અંગ્રેજી કેહવત.)

લુચ્છાની પાનશેરી ભારી.
લુચ્છાનો (અથવા, ચોટાંનો, જુઠાંનો) પીર.
લુચ્છો, જગતથી ઉંચો. ૫૪૭૫
લુટનો માલ વિના કીંમતે વેચાય.
લુટનો વરો, ને ધાડની આયપત. (અથવા) લુટની આયપત, ને ધાડનો વરો.
લુટમાં ચરખો પણ ગનીમત.

લુટમે ચરખા ગનીમત.
લુટકા મૂસલભી બહોત હએ. (હિંદુસ્થાની કેહવતો.)

લુટયું ગામ, ને લાવ્યા બોહવારડી!
લુટાયા તો લુટાયા, પણ ચોર તો દીઠા! ૫૪૮૦
લુટાયા પછી ભય શો?
લુટાયા પછી ભો નહિ, ને આથમ્યા પછી અસુર નહિ.
લુટાયા પછીનો ભો કેવો?
લુંડી નવાબ! તોકે' નવાબ.
લુણ વિના જેવું લુખ્ખું અન્ન, મા વિના તેવું બાપનું મન, ટોલાં વછુટી જેવી મૃગલી, તેવી મા વિનાની દીકરી એકલી. ૫૪૮૫
લુણીની ભાજી, ને લવંગે વઘારી.

લુલાને પાલવો, ને આલસુને હાંકવો.[1]
લુલી રાંડનાં લગન, ને સોલસે વધન.
લુલી લપ કરે, તો વાંસો ધપ કરે.

Nao diga a lingoa, por onde pague a cabeça.[2] (પો. કે.)

तोंड करी बाता गां— खाय लाथा. (મરાઠી કેહવત.)

લુલી લંગડી ધનકોબાઇ, ને આંધલા સાથે થઇ સગાઇ. ૫૪૫૦
લુલી વાસીદું વાલે, ને સાજી સાહી રહે. (અથવા) લુલી વાસીદું વાલે, ને સાત જણ સાહવા જોઇએ.
લુલીની લપ ગલી, કકરતી કોઠે ભરી. (અથવા) લુલીની લપે કકરતી ખોલે ભરી.

By a slip of the mouth, a bundle of food on back.(તે.કે.[3])

લે કાકા ખીચડી !
લે તાહરી ઘોડી, ને મેં તો નોકરી છોડી!
લે તાહરી છાલી, ને હું તો માહરે ચાલી! ૫૪૫૫
લે બુધું, ને કર સુધું.
લે બે ઘડા, ઓર કર બે ઘડા, ઓર સવા પેસાકા ઘી દે !
લે રે બાઇ કોડિયું, કર રે બાઈ દીવો, તાહરૂં નામ જાનકી, તો માહરૂં નામ જીવો!
લે રે બ્રાહ્મણ લેતો જા, ને આશીર્વાદ દેતો જા!
લે રે મોહડાં લપોલપ! ૫૫૦૦
લે લાખ, તોકે' સવા લાખ.
લે લીમ લે, પાવલાની એલચી, ને બે આના તું લે.
લે લોટી, ને માર લંગોટી!

---

૧. હાંકી કાહડવો.
૨. Let not the tongue utter what the head may have to pay for.
૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 237.

લેખણુના ગોદા ડાંગના ભટાકા કરતાં વધુ છે.

લેણદાર લાડકો, બે થાલી ને એક વાડકો. ૯૫૦૫

લેણા વિનાનું કોઇ પેટે પડતુંજ ના.

લેણું હોય તે લાકડાં પાસેથી ખાય. (અથવા) લેણું હોય તો લાકડાંમાંથી પણ લેય. (અથવા) લેણું હોય તો લાકડાં આલે.

લેતી લાજી, ને મોકલતી ગાજી.

Dar he honra, e pedir deshonra.[1] (પોરચ્યુગીઝ કેહવત.)

લેતી વખત ઢીલા, ને આપતી વખત વીલા.

લેતી વખત દીકરો, ને આપતી વખત બાપ. ૯૫૧૦

લેતો ભુલે, કે દેતો (અથવા, આપતો) ભુલે.

લેતાં લેવાય, ને આપતાં અપાય.

લેના ઉસકા દેના નહિ.

લેના ઉસકા દેના નહિ, ને મંગે ઉસકા સિર કાટું.

લેના દેના ખેરસલ્લા, ઓર લડનેમે મજબુત. (અથવા) લેના દેના ખેરસલ્લા, ઓર ધીંગાણા બોંત્તેરા. ૯૫૧૫

લેનાના દેવા થવા. (અથવા) લેવાના દેવા થવા.

A las veces do cazar pensamos, cazados quedamos.[2] (સ્પૅ.કે.)

લેનેકે દેને પડે. (હિંદુસ્થાની કેહવત.)

લેને ગઇ પૂત, ઓર ખો આઈ ખસમ. (અથવા) લેવા ગઇ પૂત, ને ખોઇ આવી ખસમ.

Many go out for wool, and come home shorn.

The camel going to seek horns, lost his ears.

The ass went seeking for horns, and lost his ears. (અં.કે.)

Qui va chercher de la laine, revient tondu.[3] (ફ્રૅંચ કે.)

---

૧. To give is honour, to beg dishonour.

૨. When we think to catch we are sometimes caught.

૩. He who goes to collect wool may come back shorn.

Mancher geht nach Wolle aus und kzommt geschoren selbst nach Haus.[૧] (જરમન કેહવત.)

Así acontescen cosas récias, como ir á la plaza y venir sin orejas.[૨]

El carnero encantado que fué por lana, y volvió trasquilado.[૩] (સ્પેનીશ કેહવતો.)

Like losing her husband, when she went to ask the gift of offspring. (તામીલ કેહવત.[૪])

Winning a cat you lose a cow. (ચીનાઈ કેહવત.[૫])

પુત માંગે ગૈલી, ભતાર દેલે એલી. (બિહાર કેહવત.[૬])

લેને દેને ગાંડુકા કામ, ઓર લડનેકુ મોજુદ.

લેનેકુ ફૂક્કડ, ને દેનેકુ લક્કડ.

લેનેમે લાલાશા, ને દેનેમે ચતુરભુજ. ૯૫૨૦

લેય લાલો, ને ભરે હરદાસ.

લેવટાની માફક તફડવું.

લેવા ગીયો બકરી, ને ખોઈ આવ્યો ઉંટ.

લેવાનાં કાટલાં જુદાં, ને આપવાનાં કાટલાં જુદાં.

લેવે લક્કડ, દેવે પથ્થર. ૯૫૨૫

He promises like a merchant-man, and pays like a man-of-war. (અંગ્રેજી કેહવત.)

Au prêter cousin germain, au rendre fils de putain.[૭]

Au prêter ange, au rendre diable.[૮] (ફ્રેંચ કેહવતો.)

---

૧. Many go out for wool, and come home shorn.

૨. Such awkward things will happen as going into the great square and coming back without ears. ૩. The deceived sheep that went for wool, and came back shorn. ૪. Percival's *Tamil Proverbs*, p. 446.

૫. Scarborough's *Chinese Proverbs*, p. 193

૬. Christian's *Behar Proverbs*, p. 187.

૭. At borrowing cousin german, at repaying son of a whore.

૮. In borrowing an angel, in repaying a devil.

લેશે લાલો, ને આપશે ફીકો.
લેહર ત્યાં મેહર.
લોક લાજ તો રાખવી.
લોક શું જાણે કે કુકડાજી કેમ વાસેછ?
લોક હોય તે મિઠું મિઠું પાય, ને અમસાં હોય તે કડવું પાય. ૯૫૩૦
લોકની દીકરી કુંવારી છે તેથી બીજીએ સાસરે ન જવું કે શું? (અથવા) લોકની દીકરી કુંવારી છે તો માહરી દીકરી સાસરે કાં જાય?
લોકની લાજે, કે પેટની દાઝે.
લોકને ઘેર વેહા, ત્યારે આસોપાલવને ઘેર મોહકાણ.
લોકનો ટપલો માથે રહી જવો.
લોકેલોક, ને ફાટી ઓખ. ૯૫૩૫
લોકોએ તો રાજા રામને પણ નથી મુક્યા.
લોટ ખાવો, ને ભસવું, (બંને ન બને.)
લોટા દોરી દેતા હએ, કાંતો ઘોડા ગાડી બેહતા હએ.
લોટો ને બેટો, ને ધોયો ને જોયો.
લોઠીના કાઉસ. ૯૫૪૦

લુચ્છાં માણસના સંબંધમાં વપરાયછ.

લોંડીકા યાર, ઉસકુ જુતોકા માર.
લોથપોત થઇ જવું.
લોભ કરતાં થોભ થઇ જાય.

Grasp all, lose all. (અંગ્રેજી કેહવત.)

(ફારસી કેહવત.) طمع آرد بمردان روی زردی

લોભ ત્યાં થોભ નહિ. (અથવા) લોભને થોભ નહિ. (અથવા) લોભને કાંઇ થોભ નથી.

Much would have more. (અંગ્રેજી કેહવત.)

Ninguem se contenta com sua sórte.[૧] (પોરતુગીઝ કેહવત.)

Quien mas tiene, mas quiere.[૨] (સ્પેનીશ કેહવત)

Gierigheid is niet verzadigd voor zij den mond vol aarde heeft.[૩] (ડચ કેહવત.)

There is no limit to desire. (તેલુગુ કેહવત.[૪])

Riches are the fomenters of desire; the thirst after wealth is more vehement than after water. (અરબી કેહવત.[૫])

(ફારસી કેહવત.) حریص محروم می باشد

तृष्णावधि को गत: ॥[૬] (સંસ્કૃત કેહવત.)

લોભનું ઘેર પાપ. ૯૫૪૫

લોભનાં ગાડાં હાકવાં.

લોભિયા વસે ત્યાં ધુતારા ભુખે ન મરે. (અથવા) લોભીમાં ધુતારા જીવે.

A fool and his money are soon parted. (અંગ્રેજી કેહવત.)

El tramposo presto engana al codicioso.[૭] (સ્પેનીશ કેહવત.)

O tramposo asinha engana ao cobiçoso.[૮] (પોરચુગીઝ કે.)

تاکہ احمق باقی است اندر جہان—

(ફારસી કેહવત.) مرد مفلس نمی شود محتاج نان

લોભી ગુરૂ, લાલચુ ચેલા, દોનું નરકમેં ઠેલમ ઠેલા.

લોભી રીઝે દામે, કુલણજી રીઝે નામે, ગોલો રીઝે તાડીએ, ગોપી રીઝે શ્યામે.

લોભીનાં લક્ષણ લોભે જાય. ૯૫૫૦

૧. No one is content with his lot.

૨. The more one has, the more one wants.

૩. Covetousness is never satisfied till its mouth is filled with earth.

૪. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 38.

૫. Long's *Eastern Proverbs and Emblems*, p. 63.

૬. Who has reached the limit of desire? Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 410.

૭. The sharper soon cheats the covetous man.

૮. The swindler readily cheats the covetous man.

લોભે લક્ષણ જાય.

લોભે લોભે વાણિયો તણાય.

Fishes follow the bait. (અંગ્રેજી કેહવત.)

લોલમ લાડી, ને બાવાજીની વાડી.

લોહડી ઉપર છાંટો.

લોહડી પરની તાહરી, ને ઠીકરી પરની માહરી. ૯૫૫૫

લોહડું ચુવા ખાઇ ગયા.[1]

લોહડું છે ને લોહવાડ છે, ફોડે પોતાનું.

લોહડું ને ઘોડું ન વાપરવે બગડી જાય, (અથવા, નવરાં પડ્યાથી બગડી જાય.) (અથવા) લોહડું ને ઘોડું, વાપરેલુંજ સારૂં રહે.

લોહડું ને લોહવાડ આપે ગલાશે.

લોહડું લોહવાડ ફોડી લેશે. ૯૫૬૦

લોહડે લાકડું મલ્યું.

લોહડે લાકડું વલગાવવું.

લોહડાંના ચના ચવાડવા.

तो लोखंडी चणे त्यास चारतो. (મરાઠી કેહવત.)

લોહડાંની બીલાડી સાત મણ ગોશ ખાય તોબી રોજ સુકાતી ચાલે.

Could a fowl become twelve traks in weight? (કા. કે.[2])

લોહડાંનું ને ઘોડાનું મૂલ નહિ. ૯૫૬૫

લોહડાંને પાએ રાહુની પણોતી બેસવી.

યાને, દુર્દશા બેસવી, માઠી હાલતમાં આવવું.

લોહડાંને પારસમણી અડકે તો સુવર્ણ થાય.

લોહડાંનોબી વાંક, ને લોહવાડનોબી વાંક.

લોહડાંનાં કમાડ વાએ ઉઘડ્યાં.

---

૧. જુઓ કેહવત નાં૦ ૧૫૧૮, તથા તેને મલતી કેહવતો, સફે ૧૩૮–૧૩૯.

૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 118.

લોહવાડવાડે સોય વેચવા જવી. ૮૫૭૦

To carry coals to Newcastle. (અંગ્રેજી કેહવત.)

To carry saut to Dysart, and puddings to Tranent.(સ્કૉ.કે.)

A qui vendez-vous vos coquilles ? A ceux qui viennent de Saint Michel.[1]

Porter de l'eau à la rivière.[2] (ફ્રેંચ કેહવતો.)

Vender il miele a chi ha le api.[3] (ઈતાલ્યન કેહવત.)

Spaanderen naar Noorwegen brengen.[4]

Water in de zee brengen.[5] (ડચ કેહવતો.)

Wasser in's Weer tragen.[5] (જરમન કેહવત.)

Levar agoa ao mar.[5]

Vender mel ao colmeeiro.[6] (પોરચ્યુગીઝ કેહવતો.)

Vender miel al colmenero.[7] (સ્પૅનીશ કેહવત.)

Can needles be sold in a street of smiths? (તામીલ કે.[8])

Like selling needles in the blacksmith's street.[9]

Like selling pots in the potter's street. (તેલુગુ કેહવતો.[10])

To offer the Filial Classic for sale at the door of Confucius. (ચીનાઈ કેહવત.[11])

زیرہ بکرمان بردن

(ફારસી કેહવતો.) آب در دریا انداختن

---

૧. To whom do you offer your shells for sale? To people who come from Saint Michel (where shells abound.)

૨. To carry water to the river.

૩. To sell the honey to one who has the bees.

૪. To carry fir-trees to Norway. ૫. To carry water to the sea.

૬. To sell honey to one who keeps hives.

૭. To sell honey to the bee-keeper.

૮. Percival's *Tamil Proverbs*, p. 287.

૯. Carr's *Telugu Proverbs*, Supplement, p. 22. ૧૦. *Ibid*, p. 26.

૧૧. Scarborough's *Chinese Proverbs*, p. 107.

લોહી ને પાણી એક કરવું.
લોહી પર લોહી દોડે.
લોહી પાણી ઉડી જવું.
લોહીનું પાણી કરવું.
हाडाचा मणी व रक्ताचें पाणी. (મરાઠી કેહવત.)
લોહીનો ગોટ ગલી જવો. ૯૫૭૫
લોહીનાં ટીપાં જેવું (રાતું.)
લોહીમાં રોટલી ચોલીને (અથવા, બોલીને) ખાય (એવું.)
ઘણાંજ વેરસી માણસને વિષે બોલાયછે.
He could e'en eat my heart without salt. (અંગ્રેજી કેહવત.)
લોહે લડવું, કોલોહે નહિ લડવું.
યાને, રીતસર લડવું, ગેરરીતિએ નહિ.
લંકા પામ્યા લુટવા, મુસલ આવ્યું હાથ.
લંકા બલે સદાબડી. ૯૫૮૦
લંકા બાલીને હનુમાન અલગના અલગ.
લંકા લુટાઇ ત્યારે અમથાભાઈ આગલ ચાલ્યા, (અથવા, દોડ્યા.)
લંકા લુટાય, ને ડોસી કહે કે માહરી પુણી જાય! (અથવા) વાએ હાથી ઉડ્યા ગયા, ને પીંજારો કહે માહરી પુણીઓ ક્યાં?
"O Wánguj, here the house is on fire." "Give me my little piece of matting." (કાશમીરી કેહવત.[1])
લંકા સોનાની હતી તેમાં આપણુને શું?
લંકાની લડાઈ જીતવી. ૯૫૮૫
યાને, એક મોહટાં કામમાં ફતેહ મેલવવી.
લંકાની લાડી, ને ઘોઘાનો વર. (અથવા) લંકે લાડી, ને ઘોઘે વર.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 228.

લંકાની લાડી, ને લાજપોરનો વાસો.
લંકામાં કુવો ખોદવા જવું.
લંકામાં લાડી, ને ઘોઘામાં વર.
    લંકા લાડી, ને ગોગે વર. (કચ્છી કેહવત.)
લંકામાં લારી લુટાઇ. ૯૫૯૦
લંકામાં સુન્નું ઘણું હોય તે શા કામનું?
    लंका मदी सोनाचा वीटा हाय पण ते आपलाला काय उप्योगाचा?(મ. કે.)
લંકામાં સુન્નું, ને હાથ પગ અડવા?
લંકામાં સુન્નું પાકે તે કાંઇ આપણા બાપનું છે?
લંકે નારી, ને ઘોઘે વેહવાઇ.
લંગડાની મદદથી કાંઇ લડાઇ મરાય? ૯૫૯૫
લંગડાનો વૈદ કાણો.
લંગડો લંકે જાય તો દુનિયા ઉંધી વલે.
    A cripple may catch a hare. (અંગ્રેજી કેહવત.)
લંડીનું મન હંડી[1]માં.
લંપાં લેવાવાં.
    યાને, કોઈ બાબદસર મનમાં અતિશય ધાસ્તી પેવસ થવી.
લંબા સો બેવકુફ. ૯૬૦૦
    Homo longus raro sapiens. (લૅતીન કેહવત.[2])
    Hohe Häuser sind gemeinlich unter dem Dache leer.[3]
    (જરમન કેહવત.)
લાંગ કહે હું લાંબો દાણો, વચમાં એક ઢેકો, બે ચાર મહિના મહને ખાય, તો લાકડીનો ઝલાઉં ટેકો.
લાંચ, ભાડું, ને દક્ષણાનો ઉધારો નહિ.

---

1. ખોરાક પકાવવાનું મટોડાંનું વાસણ.
2. A tall man is rarely wise.
3. High houses are mostly empty in the upper story.

લાંબા જોડે ટુંકો જાય, મરે નહિ ને માંદો થાય. (અથવા) લાંબાની સુહજે (અથવા, લાંબાની વાદે) ટુંકો જાય, મરે નહિ તો માંદો થાય.

લાંબા દાંત હોય તેના ધાશે.

લાંબા હાથ હોય તે કાંઇ વાડમાં ખોસાય નહિ. (અથવા) લાંબા હાથ હોય તેથી વાડમાં ન ઘલાય. ૯૬૦૫

લાંબી લેખણે ધનજીશાહ.

લાંબુ જોઇને ડરવું નહિ, ને ટુંકું જોઇને લડવું નહિ.

લાંબુ સાટકા જેવું.

As tall as a May- pole. (અંગ્રેજી કેહવત.)

લાંબે સુથાર, ને ટુંકે લોહવાડ.

લાંબાં ધોતીયાં લડબડે, ને ઘરમાં હાલ્લાં ગરબડે. ૯૬૧૦







વકટ માર મારે ભરવાડો, ને વકટ રાન ખેડે વણજારો, હાંફ્લો ફાંફ્લો બ્રાહ્મણનો પ્રાણીઓ, ધીરેથી લુટે બજારે વાણિયો.

વકટ લેન થઇ જવું.

વકરી બાયડી ધણીને ના માને, (અથવા, ન ગણે.)

વકરો વાંઝિયો ન હોય.

વકર્યો ઉંદર કોલ થાય, ને વકર્યો ભુંડ સુવર થાય. ૯૬૧૫

વખત આવ્યો ખોટો, ને બાપ કરતાં દીકરો મોહટો.

વખત આવે ત્યારે તખતે બેસે.

વખત આવે (અથવા, પડે) બાંકા, તો ગદ્ધાકુ કેહના કાકા.

વકત પર ગધેકુ બાપ કેહના. (હિંદુસ્થાની કેહવત.)

વખત કરે તે કોઇ નહિ કરે.

No grief is so acute but time ameliorates it. (સીસૅરો.)

Time is a file that wears and makes no noise. (અં. કે.)

Der beste Prediger ist die Zeit.[૧] (જરમન કેહવત.)
Time effects that which the virtuous cannot achieve.
(તામીલ કેહવત.[૨])
The best teacher is time. (અરબી કેહવત.[૩])
कालोही बलवत्तरः ॥[૪] (સંસ્કૃત કેહવત.)
વખત જાય, પણ કેહતી રહી જાય.[૫] ૯૬૨૦
Time will go, and accusation will remain.[૬]
Men remain not, but words last. (તેલુગુ કેહવતો.[૭])
Time goes, words remain, a ship goes, the shore remains. (તામીલ કેહવત.[૮])
There is no hand to catch time. (બંગાલી કેહવત.[૯])
વખત જોઇને વાત કરવી. (અથવા) જેવો વખત તેવી વાત.
There is a time for all things. (અંગ્રેજી કેહવત.)
Schickz dich in die Zeit.[૧૦] (જરમન કેહવત.)
Suit self to circumstances. (ચીનાઈ કેહવત.[૧૧])
यावत् समयः तावत् विधि.[૧૨] (સંસ્કૃત કેહવત.)
प्रसंगा प्रमाणे वागणें.
समयानुसार वर्तणूक. (મરાઠી કેહવતો.)

---

૧. Time is the best preacher.
૨. Percival's *Tamil Proverbs*, p. 396.
૩. Long's *Eastern Proverbs and Emblems*, p. 61.
૪. Time is stronger (than all things else.) Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 397.
૫. જુઓ કેહવત નાં૦ ૧૩૩૦, તથા તેને મળતી કેહવતો, સફે ૧૧૮.
૬. Carr's *Telugu Proverbs*, Supplement, p. 24. ૭. *Ibid*, p. 62.
૮. Percival's *Tamil Proverbs*, p. 234.
૯. Long's *Eastern Proverbs and Emblems*, p. 131.
૧૦. Suit yourself to the times.
૧૧. Scarborough's *Chinese Proverbs*, p. 333.
૧૨. Suit your action to the times.

વખત તેવી વાત, ને પવન તેવી પીઠ.

There is a time to wink, as well as to see.

Every thing hath its time, and that time must be watched. (અંગ્રેજી કેહેવતો.)

Autre temps, autres mœurs.[1] (ફ્રેંચ કેહેવત.)

Altri tempi, altri costumi.[2] (ઈતાલ્યન કેહેવત.)

Qual el tiempo, tal el tiento.[3] (સ્પેનીશ કેહેવત.)

Mudado o tempo, mudado o conselho.[4] (પોરચુગીઝ કેહેવત.)

Anden Tid giver andet Folk.[5] (દેનીશ કેહેવત.)

વખત તેવાં વાજાં.

વખત પોતાનું કામ કર્યો જાયછે.

વખત વખતની છાંયડી. ૯૬૨૫

વખત વખતને ખાતો આવેછે.

Time devours all things. (અંગ્રેજી કેહેવત.)

વખત વખતને વિસરાવે.

વખત વેચાયછે.

વખતની ઘડી છે.

Il advient souvent en un jour ce qui n'advient en cent ans.[6] (ફ્રેંચ કેહેવત.)

Accasca in un punto quel che non accasca in cento anni.[7] (ઈતાલ્યન કેહેવત.)

---

૧. Other times, other manners.

૨. Different times, different manners.

૩. As are the times, so are the manners.

૪. Other times, other counsels.

૫. Other times, other folk.

૬. That often happens in a day which does not happen in a hundred years. ૭. That happens in a moment which may not happen in a hundred years.

વખતની વાત વખતે છાજે. ૯૬૩૦

Everything is good in its season. (અંગ્રેજી કેહવત.)

વખતનાં (અથવા, વેળાનાં) કેલાં, કવખતની (અથવા, કવેળાની) છાલ.

વખતનાં ગીત વખતે ગવાય, (અથવા, ગવાશે.) (અથવા) વેળાનાં ગીત તે વેળાએજ ગવાય.

વખતનાં ઢોલ વખતે વાગે, (અથવા, છાજે.) (અથવા) વખત પ્રમાણે વાજાં વાગે.

Da stagione tutto è buono.[૧] (ઈતાલ્યન કેહવત.)

Cada cousa a seu tempo.[૨] (પોરચ્યુગીઝ કેહવત.)

When it is proper then do it. (કાશમીરી કેહવત.[૩])

A time for adversity, and a time for prosperity. (તા. કે.[૪])

When a time to drink wine comes, drink it ; and when you are in a proper place sing aloud. (ચીનાઇ કેહવત.[૫])

(ફારસી કેહવત.) گریه بوقت به از خنده بیوقت

વખતનાં વહાન.

વખતે તખત. ૯૬૩૫

યાને, જેવી વાત તેવીજ વખતે શોભે.

Work done at the proper time is like a king's throne. (કાશમીરી કેહવત.[૬])

વખતે દંગ્યાની રાવ શી?

વખતે મલે તે કેલાં.

Cada cosa en su tiempo, y nabos en Adviento.[૭] (સ્પૅ. કે.)

---

૧. Everything is good in its season.
૨. Everything has its time.
૩. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 246.
૪. Percival's *Tamil Proverbs*, p. 37.
૫. Scarborough's *Chinese Proverbs*, p. 129.
૬. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 227.
૭. Everything in its season, and turnips in Advent.

(ફારસી કેહવત.) وقت را غنیمت دان

जेव्हां येते वेळ तेव्हां होतें गाजराचें केळ. (મરાઠી કેહવત.)

વખાણી ખીચડી દાંતે વળગે.

વખાણી દીકરી, ને હલાવી ખીચડી, તેમાં ભલીવાર ન હોય.

વગર ઇજનની માખ. ૯૬૪૦

વગર બોલાવવે આવેલા અણગમતા પરોણાના સંબંધમાં બોલાયછે.

વગર ખાધેની મોરચી.

A leech to a healthy body. (કાશમીરી કેહવત.[1])

વગર —નો લોટો.

બિન —કા બધના. (હિંદુસ્થાની કેહવત.)

વગર જણ્યે સુવા રોગ?

વગર જણે વેદના, ને અણજણે કુસુવાવડ.

વગર તેડે તો ખોદાયને ઘેરબી નહિ જવાય. ૯૬૪૫

(ફારસી કેહવત.) نا خوانده بخانهٔ خدا نتوان رفت

વગર દુખે માદા થવું.

વગર દાંતે કાંઇ સીટી[2] ફોડાય?

વગર નાથનો ગોધો.

An unchastised bull will not obey. (તામીલ કેહવત.[3])

વગર નોતરે જમવું, ને મઠ્ઠાનો સવાદ લેવો.

વગર પાણીએ નાવ ચલાવવું. ૯૬૫૦

વગર પૈસે ઓશડ જમ્યું.

વગર પૈસેનાં માન શાં? તેનું ચુહલા ફુકણુ નામ, જ્યારે આવ્યાં લછમીબાઇ, ત્યારે રામબાઇ ધરાવ્યાં નામ.

વગર બોલાવ્યું બોલે, એ તણુખલાંને તોલે.

---

૧. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 15. ૨. સીસોડી.

૩. Percival's *Tamil Proverbs*, p. 14.

વગર ભાડેનાં ઘેરમાં જવું.
  યાને, તુરંગમાં પડવું.
વગર લેવે દેવેનાં લાભાં લાભાં, જુઠું બોલે તે બણિયા બણિયા, ફરી વલજો રે હણિયાં હણિયાં. ૯૬૫૫
  એક વાણિયાનાં ઘરમાં ચોર પેઠો. વાણિયો જાગ્યો. ચોરોએ કહ્યું કે "હમો દાનો ચોરવા આવ્યા છિએ," અને એમ કહી વાણિયાને પકડ્યો. વાણિયો ધભરાયો, અને બોલ્યો કે "તમો મહને મારો ના, તમુને જોઇએ એટલો દાનો હું તમુને આપું," અને દાનો તોલવા બેઠો. ચોરોએ દાનો લેવા પીછોરી પાંથરી. વાણિયો દાનો તોલતાં ઉપલા શબ્દો મોહટે સાદે બોલ્યો જાય કે પડોશીઓ જાગે. એમ કરતાં પડોશીઓ દોડી આવ્યા, ને ચોરોને પકડ્યા.
વગુતી રાંડને અક્કર્મી છોકરાં.
વગે આવ, વગે બેસ, ને વગ વગરનો પાછો જા.
વગે ચોરી, વગે ન્યાય, વગ વિનાનો માર્યો જાય.
વગે પીરસણુ, વગે ન્યાય, વગ ના હોય તો પાછો જાય.
વચમાં આડી રાત, તેની શી વાત? ૯૬૬૦
વચલી વા, ને ઉડી જા.
વટલ્યું વટલાવે, ને આભડ્યું અભડાવે.
વટલ્યો બ્રાહ્મણ ભયડાથી શું જાય?
વટલેલી બાહમણી તે બાથેલીમાંથી નહિ જાય. (અથવા) વટલી બ્રાહ્મણી ભરડામાંથી જાય?
વટેણા વાવવા. ૯૬૬૫
  યાને, નાહસી જવું.
વટેમાર્ગુની દયા જાણે તો વરસવાની વખત ન આવે.
વટેમાર્ગુને દાણી[1] રોકે, કે પાણી રોકે.

---

૧. કર લેનારો.

વડ કાપે વાંઝિયો, પીપલ કાપે પાપી, ગુડી કાપે ગરાસિયો, તો ડોકું નાખે કાપી.
વડ તેવા ટેટા, ને બાપ તેવા બેટા.[1]
A chip of the old block. (અંગ્રેજી કેહવત.)
વડ નીચે પુંવાડીઆ. ૯૬૭૦
વડ પડ્યો, તોકે' વડોદરૂં બલ્યું.
વડ પીપલકી છાંય, સોબત બડેકી.
વડનું બી પંડે નાહનું, પણ ઝાડ મોહટું.
વડવાઓના કાગડાબી મરી ગયા (એવું બુધ્ધું, જુન્નું.)
વડવાઓનાં પુણ આડે આવે. ૯૬૭૫
વડાઇનાં વાટાં, ને પાણી પીતાં પેટ ફાટાં.
ઠાલી ફિસ્યારી કરનારના સંબંધમાં વપરાયછે.
વડી ખાવી, ને કઢી ન ખાવી.
વડી વહુને બોલાવો, ને ખીરમાં મીઠું નખાવો.
બોલાવ બડી બહુકો જો ખીરમેં લોન ડાલે. (હિંદુસ્થાની કેહવત.)
વડીમાંનો ગણેશ.
વડું ગામ તે વલસાડ, સઘલાં ગામનું તારણુ, પારસીઓમાં કાહણુજી, ને વાણિયાઓમાં નારણ. ૯૬૮૦
વડું વડું ખાવું, ને કાણાંનો શોક.
વડે કાણું, ને પકવડે કાણું નહિ.
વડે ચહડ્યા, પીપલે ચહડ્યા, તોપણુ હેઠલના હેઠલ.
વડો વજીર, ને આંધલો ફકીર.
વડો વાંક કે ગોદડે ગાંઠ. ૯૬૮૫
વડો વાંક વહુનો.
વડોદરાની નીચી નારી, ને સુરતની પણિયારી.

૧. જુઓ કેહવત ના૦ ૬૭૫૨, તથા તેને મલતી કેહવતો, સફે ૬૨૦—૨૧.

વડાં પેહલાં કાંઇ તેલ પી જવાય?

વઢકારી વહુની ઉકરડે મોહકાણ.

વણુ બોલાવ્યું બોલે, ને કુતરાંને તોલે. ૯૬૯૦

Speak when you are spoken to, come when you are called. (અંગ્રેજી કેહવત.)

વણુછામાં વનસ્પતિ નથી.

વણુજ કરો રે વાણિયા, ને વણુજ વેપારે વાલ્યા, હાંસલ કરતાં મુદલ ગુમાવ્યા, તો ગોલનાં પાણીએ નાહ્યા.

વણુજ વેપાર છે સૌ સઘલો, પણુ હિસાબ વના સૌ ફુલનો ઢગલો.

વણુજારાની મા ટાંણું દેખે.

વણુશે ખીચડી હલાવી, ને વણુશે દીકરી મહલાવી. ૯૬૯૫

વણુશે તે ગણુશે, ને સીવશે તે સાંતશે, ને દલશે તે રલશે.

વણીને મુકવું.

વદ, વાલંદ, ને વકીલ, વેશ્યા, ઘરાક રહેછે એ રોકડ્યાં.

વદાડ્યું વદે, ને અનવદાડ્યું ફોક, એ ચામડાંના જોડા, ને એ ચામડાંની બોખ.

વધતા હાથ તે કાંઇ વાડમાં ઘાલવાના? ૯૭૦૦

વધતી વહુ વિદ્યાર્થીને અપાય?

વધતી વહુ શું નાતરે દેવાની છે?

વધતીનાં લખ્ખણુ.

કોઈ માણુસને ઘણા પૈસા મલે, અને તે છગી જાય ત્યારે એમ બોલાયછ.

Gut macht Uebermuth, Armuth macht Demuth.[1] (જ.કે.)

વધ્યું ઘટ્યું વાડમાં રેડ્યું, ને વાડે ઉગ્યો આંબો, ને આંબે આવ્યો મોહર, આપણુ વાત કરશું પોર.

રાજા પાદશાહની વાત કરી રેહવા પછી સાધારણુ રીતે બોલાય છે.

વધ્યું દુધ વાડે રેડવું. ૯૭૦૫

---

૧. Riches cause arrogance; poverty, meekness.

વધ્યું સધ્યું ઉકરડે નાખ્યું.
વધાર્યું વધે, ને ઘટાડ્યું ઘટે.
સંભાળીને ખરચ કરવાના સંબંધમાં બોલાયછે.
વન ચહડે, ને વાદલ ઉતરે (એવું મસ્તીખોર.)
વન તેવાં ફૂલ.
Deilig er Frugten som Dyden er i Træet.[1] (દેનીશ કેહુવત.)
વન પતલ્યા વગર, કે કુહાડીમાં હાથો ભલ્યા વગર. (અથવા) વન પતલ્યું, તોકે' કુહાડીમાં હાથો ભલ્યો. ૯૭૧૦
વનમાં એકલું ઝાડ પણ હશો નહિ.
વનમાં રેહવું, ને વાઘ સાથે વેર.
વનો[2] વાહલો લાગે.
વનો[2] હોય તો વેરી પણ વસ થાય. (અથવા) વનો[2] વેરીને વસ કરે.
વ્યસની વ્યસનીને ખોલી લે. ૯૭૧૫
વ્યાઇ વાઘણ, જાણે ભુખી ડાકણ.
વ્યાઈ વેદના કરે, ને અનવ્યાઇ ગાલવા તાણે.
વ્યાજ ખોરીઓ તે હલાલ ખોરીઓ.
વ્યાજ ને ઘોડા આંબે નહિ.
વ્યાજ બાંધ્યા ઘોડા છોડાવે. ૯૭૨૦
વ્યાજ રલે આંઠ પોહર, ને માણસ રલે ચાર પોહર.
વ્યાજખાઉને ઘેર નાણું નહિ, ને વાંઝિયાને ઘેર ટાંણું નહિ.
વ્યાજે કાહડી ઉછીનું આપવું (એ કોણે કહ્યું?)
વ્યાસ બોલ્યા વાણી, ખોબલે ખાધી ધાણી, ઉપર પીધું પાણી, ને પેટ બાંધ્યું ટાણી.
વર કન્યાનાં નામ મનમાં સર્વ જાણે. ૯૭૨૫
વર ગયો કે વલાનું ગયું.

---

૧. As the virtue in the tree, such is the fruit. ૨. વિવેક.

વર ને વલાવો સાથે ગયા.

વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું (અથવા, તરથાલું) ભરો. (અથવા) વર મરો કે કન્યા મરો, કંઇ બ્રાહ્મણનું બ્રહ્માસન ન જાય.

زن دهقان زاید یا نه زاید مرا جای شد خر
مرا جای شد (ફારસી કેહવત.)

नवरा मरो कीं नवरी मरो उपाध्यास दक्षणा आल्याशीं कारण.

तुमचें कसेंही असो पण आमचे तीळसंक्रातीचे कर्से. (મરાઠી કેહવતો.)

વર રહ્યો વાસી, તો (અથવા, ને) કન્યા ગઇ નાહસી.

વર વગરની જાન નહિ, ને કન્યા વગરની રીત નહિ. (અથવા) વર વિનાની જાન નહિ. ૯૭૩૦

Is there a marriage without *dál*, or a vegetable dressed without salt? (તેલુગુ કેહવત.[૧])

બે ગાંગો કે ઝુમર ? [૨]

બિના જોલહે ઈદ ? [૩] (બિહાર કેહવતો.[૪])

વર વનાની રેહજો, પણ ઘર વનાની ના રેહજો.

વર વર્યા, ને વરોદરા જલ્યા.

વરઘોડે વાણિયો.

વરનારનું વરે, ને ધાયજો ભાર લઇને ફરે.

વરની ગમનાં વરને ગાય, ને કન્યાની ગમનાં કન્યાને ગાય. ૯૭૩૫

વરની મા છી— ત્યારે જાંદરણીનો શું વાંક ?

વરની મા છી— ત્યાં વહુનો શું વાંક કાહડ્યે ?

વરની માએ છી— તે જાનનો શું વાંક કાહડે ?

વરની માને કાંઇ વડાં જોઇએ ?

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 245.

૨. યાને, ગાંગો વગર નાચ કેવો ? ૩. યાને, વણકર વગરની ઈદ કેવી ?

૪. Christian's *Behar Proverbs*, p. 43.

વરની માનેજ વડું નહિ. ૫૭૪૦
વરની રાંડ, એ પડોશીની પણ રાંડ!
વરનું નામ ધુલ.
વરને કોણ વખાણે? તોકે' વરની મા.
વરને થાયછ ચશકા, ને બૈયરને થાયછ ભસકા.
વરને વરની ફુઇ વખાણે. ૫૭૪૫
વરને વાઇ આવેછે.
વરને વાઇ થાય, ને કન્યાને ફીફરૂં આવે.
વરનાં ઘટે, ને કન્યાનાં વધે.
વરનાં વખાણ કોણ કરે? વરની મા.
વરમાંથી ઘર, પણ ઘરમાંથી વર નહિ. ૫૭૫૦
વરવે વેલે કવડી તુમડી, (અથવા, કડવું ઘલોરૂં.)
વરસ કુતરાને ઘાલ્યાંછ?
વરસ કેઇ —ની ખાડીમાં નાખ્યાંછ?
વરસ થયાં એંસી, ને દાઢી મુછ ગઇ પેસી.
વરસ વેચવાં. ૫૭૫૫
વરસ્યો ત્યારે વાડમાંએ વરસ્યો
વરસ્યો (અથવા, વરસે) તો વાડમાં, નહિ તો ખેતરમાં પણ નહિ.
વરસ્યો વરસ્યો વ્યાસ કહે, ને વરસ્યા પછી જોશી કહે, ને આરપાર પાણી ચાલે, ત્યારે રાંડીરાંડ ડોસી કહે.
વરસાદ આવ્યો ફુલપાડે,[૧] ને ઘરમાં ડોસી બુમ પાડે.
વરસાદ ને વહુને જશ નહિ. ૫૭૬૦
વરસાદ વરસે ત્યારે વાડમાં, નહિ તેનાં ખેતરમાં છાંટો ન પડે.
વરસાદ વરસે તો વાડમાં પણ વરસે.

૧. સુરત આગલ આવેલું એક ગામ.

વરસાદજી વરસ રે હાથીઆ, કણબણને બારણે સાથીઆ.[૧]

ચઢત બરસે અરદરા, ઉતરત બરસે હસ્ત, કતેક રાજા દાંડે, રહે અનન્દ ગિરહસ્ત. (બિહાર કેહવત.[૨])

વરસાદજી વરસો રે માહરા ભાઇને ખેત, ને અચ્છેરાં પાસેરાંથી માહરાં ભર્યાં પેટ !

વરસાદના ભીજવેલા સારા, પણ સુકવેલા માઠા. ૭૭૬૫

વરસાદના લપસ્યા ને રાજાના દંડ્યા તેની શરમ નહિ.

વરસાદનું કોહવાડેલું સારૂં, પણ સુકવેલું માઠું.

વરસાદનું પાણી પગ ધોવનમાં જાય.

વરાછાં[૩]ની ખોટ ઉદનાં[૩]માં પુરી.

વરીઅઇ વાડમાં, ને કાંટો ભાગો દાહડમાં. ૭૭૭૦

વરીયાવમાં ગાલ્લાંની ખોટ.

વરીયાવમાં જોઈએ એટલાં ગાલ્લાં મલેછે.

વરૂનું બચ્ચું વરૂજ.

That that comes of a cat will catch mice.

That which is bred in the bone will never wear out of the flesh. (અંગ્રેજી કેહવતો.)

Qui naquit chat, court après les souris.[૪] (ફ્રૅંચ કેહવત.)

Lupus pilum mutat non mentem.[૫] (લૅતીન કેહવત.)

Is the young jackal to be trained to howl ?[૬]

The young one of a snake is a snake, and its young one is a scorpion. (તામીલ કેહવતો.[૭])

---

૧. જુઓ કેહવત નાં૦ ૩૩૪૮, સર્ફે ૩૨૩, તથા વરસાદનાં જુદાં જુદાં નક્ષત્રો માટે જુઓ કેંહવતો નાં૦. ૩૩૪૧ થી તે ૩૩૪૭ સુધી, સર્ફે ૩૨૨-૩૨૩.

૨. Christian's *Behar Proverbs*, p. 211.

૩. સુરતની પાસે આવેલું એક ગામ.

૪. Who is born of a cat will run after mice.

૫. The wolf changes his coat, but not his disposition.

૬. Percival's *Tamil Proverbs*, p. 135. ૭. *Ibid*, p. 435.

Even if you give milk to a young snake, will it leave off its habit of creeping under the hedge? (બં. કે.[૧])
The wolf changes his hair, but yet remains the wolf. (રશ્યન કેહવત.[૨])
Though the crow's beak be gold, and his feet diamonds, yet the crow cannot become a swan. (નીતિ સાર.[૩])
Can the whelp of a dog become a civet cat? (મલઈ કે.[૪])
(ફારસી કેહવત.) عاقبت گرگ زاده گرگ شود

વૃદ્ધ થયો, વંઠયું મન, ઉચ્ચાટ ટલ્યો, ને ખુટયું ધન.

વૃદ્ધા નારી પતિવ્રતા.
(ફારસી કેહવત.) قحبهٔ پیر چه کند گر توبه نکند
वृद्धा नारी पतिव्रता ॥[૫] (સંસ્કૃત કેહવત.)

વરે તો ભરી ભાંજે, ને ખીટે તો ખરતાલ ઘાલે. ૯૭૭૫
વરસાદને વધતો ઓછો પડવાનો કાંઈ નિયમ નથી હોતો તેના સંબંધમાં વપરાયછે.

વરે માની તેને ઘેરે માની, ને ઘેરે માની તેને ગામે માની.[૬]

વરો કરશે તેને ખારૂં ખાટું કેહશે, નહિ કરશે તેને શું કેહશે?

વલગશે રજ, તો વધશે ગજ.

વલગાવ્યાં છાતી, ને હૈયાંમાં કાંતી.

વલસાડો કસ્તી નહિ કરે, ને કરે ત્યારે શેતાન નડે.[૭] ૯૭૮૦

વલાવો તેજ વાઘ, ને વાઘ તેજ વલાવો.

વલ્યા તો વાહન, નહિ તો પથ્થર પાહન.

વલી મિયાંના વલી મિયાં.

૧. Long's *Eastern Proverbs and Emblems*, p. 4.
૨. *Ibid*, p. 32. ૩. *Ibid*, p. 33. ૪. *Ibid*, p. 67.
૫. An old woman, a chaste wife. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 466. ૬. સરખાવો કેહવત ના૦ ૩૨૭૬, સફે ૩૧૦.
૭. સરખાવો કેહવત ના૦ ૨૦૩૩, સફે ૧૯૨.

વલીની —માં એક, તો મોભની —માં સો.
વલીની માંહે એક ખીલો, ને મોભની માંહે હજાર. ૫૭૮૫
વલીને એક ખીલાનું દુખ, તો મોભને હજારનું.
વલીને પેટે શેતાન.
વલે તો વાર પર.
વલે તો હોણુ, નહિ તો પોર.
વલોણામાં એકી? ૫૭૯૦
વલોણામાં મુ—ને ઉભા રેહવું.
વવડે ત્યાં ધવડે.
વસ્તી ઉજડને ખાય.
વસ્તીમાં લેવાય,[1] કે ઉજડમાં લેવાય.[1]
વસુ[2] વિના નર પસુ. ૫૭૯૫
વસુતર વાવવું.
વસે વિચ્છુ, ને વીંધે સાપ.
વહડકણી વહુએ દીકરો જણ્યો.
વહરાર હોય ત્યાં બોલે આડું, ને ગહઘેર હોય ત્યાં હાંકે ગાડું.
(અથવા) ખેતરમાં ખેડે ગાડું, ને વહરારમાં બોલે આડું.
વહરારમાં શું કાંઇ ખાજાં લાડુ હોય? ૫૮૦૦
વહાન પરનો રૂ, કાંટે શું ને પીંજે શું.
વહાન ફાટવાં.
કોઈ ચીજ પુષ્કલ જથ્થામાં હોય ત્યારે એમ બોલાયછે.
વહાન ભાગતે, ને તંદેલ ચહડતે.
વહાન વામે, તો કરાણી પામે.
વહાનના સાંધા એટલા ભાઇના વાંધા. ૫૮૦૫
વહાર ત્યાંથી ધાડ (નહિ પડવી જોઇએ.)

૧. લુટાય. ૨. પઈસા.

વહાર તેની ધાડ?
વહાર ભેગી બુમ.
વહુ આવ્યાં સાસરીયે, ને બાપજી ચાલ્યા ધાટજો.
વહુ ગેઇ બલસાર, ને સાસુ ગેઇ વલસાર. ૯૮૧૦
વહુ ગંધ ગઇ કે સહી.
વહુ ચાલે, ને ઘેર હાલે.
બહુ ચાલે સો ઘર હાલે. (હિંદુસ્થાની કેહવત.)
વહુ તાહરો એવો વેશ, કે આવી પોંહચ્યો તાહરો દેર.
વહુ થોડી, ને વરધ ઘણી.
વહુ દીકરાંનાં એવાં નસીબ, કે ઘેરની સામે બાંધી મસીદ. ૯૮૧૫
વહુ નાતરે જાય, ને ધણી વલાવવા જાય.
વહુ ને વરસાદ એ બેને જશ નહિ.
વહુ પેહલાં ખાસડાં?
વહુ ફોડે તે ઠીકરાં, ને સાસુ ફોડે તે કહલેડાં.
વહુ માએ સગન માંગો! તોકે' સસરાનાં ખેતરમાં બલા પાકે! (અથવા, સસરાના ઘેરમાં બલારત પાકે!) ૯૮૨૦

When the bridegroom was asked to use auspicious words, he said "What is to me whose wife becomes a widow? If you feed me with the rice ball offered to the dead, I will lie down and sleep like a corpse near the painted pots." (તેલુગુ કેહવત.[૧])

વહુ માહરી કેવડી, ને પીરને ચહડાવો લેવડી!
વહુ મુઇ, ને ઉંદરડી મુઇ.
વહુ મુઇ, ને વરધ[૨] આવી, (અથવા, ભરાઈ.) (અથવા) વહુ ગઇ, ને વરધ ગણાઇ.

---

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 237.
૨. કાદવના દોરિયા.

વહુ રૂડી, પણ આંખે કાંણી.
વહુ, વછેરા, ને વાછરડો, એ નિવડે વખાણ. ૯૮૨૫
વહુ, વસતેવ,[1] ને વરસાદ વના ચાલે નહિ.
વહુ વાઘ વરંતી, દરિયા તરંતી, ને મીનીને જોઇને ડરંતી.
વહુ વાઘને પણ વાહલી હોય.
વહુ વિના ચાલે નહિ, ને વહુ વાદે ચાલે નહિ.
વહુની સાસુના હાથમાં તરોપો. ૯૮૩૦
વહુનું નામ વાએદું.
વહુને વાગ્યું વાંસામાં, ને સાસુ સેકે સોડમાં.
વહુનાં લક્ષણ બારણાંમાંથી જણાય.
વહુજી છાસ આપો, તો આઈજી રીતભાંત કરો.
વહુજીનાં પગલાં એવાં, કે ઘર આવ્યાં ને સાસુજી મુવાં.[2] ૯૮૩૫

The daughter-in-law enters the house, and the mother-in-law enters the Ganges. (તેલુગુ કેહવત.[3])

વહેલે વલગીને આવી નથી.
વા ઉપર વાવટો, ને ભૂત ઉપર ચીઠ્ઠી.
વા એટલા ઘા, બફ્ફા સો નફ્ફા.
વા ખાય વાણિયો, હીંચકા ખાય હોરી, કુસંબો પીએ રજપુત, ગુમાન કરે ગોરી.
વા પર વાત, ને ભૂત (અથવા, ભસમ) પર ચીઠ્ઠી. ૯૮૪૦
વા, પવન, ને પાણી, ને રાજા ને રાણી, (અથવા, ઠાકોર ને ઠકરાણી,) બેહકાવેલાં બેહકે.
વા મારી કોમલની પખે ઉડતા ફરવું.

---

૧. આતશ. ૨. જુઓ ઉપર કેહવત ના૦ ૯૮૦૯, સફે ૮૭૦.
૩. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 129.

વા વાતને લઇ જાય.

Do not speak of secret matters in a field that is full of little hills.

Fields have eyes, and hedges ears.

Hedges have eyes, and walls have ears.

Pitchers have ears. (અંગ્રેજી કેહવતો.)

Anche i boschi hanno l'orecchie.[1]

Le siepi non hanno occhi, ma orecchie.[2] (ઇતાલ્યન કેહવતો.)

De bosschen hebben ooren, en de velden oogen.[3] (દ.કે.)

Skov have Oren, og Mark haver Oien.[4] (દેનીશ કેહવત).

If you converse by the way, remember there may be men in the grass. (ચીનાઇ કેહવત.[5])

વા વાય તે ભેલા કાંકરા પણ ઉડે.

વા વાય તેમ વલે. ૯૮૪૫

વા વાય તો અંતજ વાય, પણ આંબ પડીને ઢગલો કેમ થાય?

માણસ મરે તો મોતે મરે, પણ કાખમાં દંગીલું લઇને કેમ મરે?

એક કોહલું એક ખેડુતના વજીફામાંની કેરીઓ પર રોજ રોજ મોજ મારતું હતું. ખેડુત એક દિવસ તેને સપડાવવાની મતલબથી કેરીઓનો ઢગલો કરી, પોતે દૂરથી હાથમાં એક દાંગ લઈ સુતો. કોહલું રાબેતા પ્રમાણે રાત્રે આવી કેરીઓનો ઢગ જોઇ ચોંકયું, અને પોતાની જાતી લુચ્છઈથી પામી ગયું કે કેરીઓનો ઢગ કાંઈ પવન ફુંકવાનું પરિણામ નહિ હોય. તેમજ ખેડુતને વલી દાંગ સાથ સુતેલો જોઈ તેમાં પણ દગો છે એમ પામી ગયું, અને ફરી ફરીને વગે રેહવા દઈ ત્યાંથી પોબારા માપી ગયું.

---

૧. Even woods have ears.

૨. Hedges have no eyes, but they have ears.

૩. Woods have ears, and fields have eyes.

૪. The forest has ears, and the field has eyes.

૫. Scarborough's *Chinese Proverbs*, p. 176.

વાએ ઈંડાં મેલવાં. (અથવા) અટકલે ઈંડાં મેલવાં.
વાએ ઉડ્યા હાથી જાય, ને ડોસી કહે માહરી પુણી ક્યાં?

When the crowbars were blown about by the wind the leaf-platter said "What is to become of me"?(તે.કે.[1])

The elephant could not stand because of the wind, but the old woman went out and gathered the cotton from the plant. (કાશમીરી કેહવત.[2])

વાએ વાદલ ઉતરી ગયું. (અથવા) વાએ વંટોલ ઉતરી ગયો.
વાએ વાંસ ફાટે. ૯૮૫૦

જુઠી ગપ ચાલવા ઉપર બોલાયછે.

વાની મારી કોયલ.
વાનું પૂર.
વાનો ઘોડો.
વાનો વિશ્વાસ નહિ.
વાખ રે! માહરી વરીયાંની[3] તાડી, તેં તો માહરી કાસર કાહડી! ૯૮૫૫

એક દુબરી તાડી પીને છાકટી થઈ પડેલી હતી, તેની પાસેથી એક હનમ જતો હતો, તેણે તેણીનું માથું બોડી કાહડ્યું. જ્યારે દુબરી ઉઠી ત્યારે ઉપલા બોલ બોલી.

વાગતાનાં વધામણાં.
વાગશે ત્યારે જાગશે.
વાગ્યું તેમ ખોડંગ્યું.
વાગે તુર, તો ચહડે શૂર.
વાગે તેને લાગે. (અથવા) વાગે તેને સાલે. ૯૮૬૦
વાગે તેનો ડંકો.

૧. Carr's *Telugu and Sanskrit Proverbs*, p. 135.
૨. *Dictionary of Kashmiri Proverbs*, by Rev. J. Hinton Knowles, p. 80. ૩. વરીયું—સોજું ખેતર.

વાગે વાગે ધોબી બદલવો.
વાગેછ તો જોવા જા, ને લાગેછ તો હોલવી નાખ.
વાગોલનું મોહત આવે ત્યારે વાઘરીવાડે જાય.
વાઘ ખાય તો મોહ લોહીયાલું, ને ના ખાય તોપણ લોહીયાલું. ૯૮૬૫
વાઘ જેટલી આલસ.
વાઘ ધીરો, વીંછી ધીરો, ધીરો મણિધર કાલા, ન ધીરજો વીસા વાણિયા, ધોડીયામાં સુતા બાલા.
વાઘ ને બકરી એક ઓવારે પાણી પીએ.

બાઘ બકરીકો એક જગા પાની પિલાયા.
શેર બકરીકો એક ઘાટમેં પાની પિલાયા હએ. (હિંદુસ્થાની કેહવતો.)
(ફારસી કેહવત.) گرگ ومیش با هم آب می خورد
वाघ बकरी एके जागी पाणी पितात. (મરાઠી કેહવત.)

વાઘ ભુખો, ને બકરી માદી.
વાઘ મારવો. ૯૮૭૦

યાને, કાંઈક મોહટું, બાહદુરીનું કામ કરી બજાવવું.

વાઘના કરડ્યા સારા, કે કુતરાના કરડ્યા સારા?
વાઘના ફુંફારામાં આખલો કમાય.

એક આખલો કોઈનાં ખેતરમાં ખાઈ નુકસાની કરી ત્યાંજ પડી રેહતો. ખેતરનો ધણી પોતાની ખેતીનું નુકસાન જોઈ તેનો ચોર શોધવા જતાં આખલાના ફુંફારા સાંભલી તેને વાઘ સમજ્યો, અને પાસે જઇ તપાસ કરવાને બદલે નાહસી ગયો. એ ઉપરથી કોઈ માણસ કોઈને નામે મારી ખાય તેના સંબંધમાં એમ બોલાયછે.

વાઘની —ડે મધ.
વાઘની બોડમાં હાથ ઘાલવો રમત નથી.
વાઘનું માસ શું શિયાલ ખાય? ૯૮૭૫
વાઘનું મોહ લોહીયાલું.

વાઘનું રણ સૂનું નહિ જાય. (અથવા) વાઘનાં રણ કાંઇ સૂનાં નહિ જાય.

વાઘને કુલે મધ છે.

વાઘને કોણ કહે કે તાહરૂં મહોડું ગંધાયછ?

વાઘને પંજે જવું ભલું, પણ મારવાડીના હાથમાં જવું માઠું. ૯૮૮૦

વાઘને વાઘણ વાહલી છે.

વાઘનાં ટોલાં ન હોય.

વાઘનાં દુધ સિવાય સર્વ છે.

વાઘનાં મોહમાં ગયું તે કાંઇ પાછું આવે ?

વાઘરણ હતી, ને લુટાણી. ૯૮૮૫

વાઘેણનું દુધ, ને ડાભરાનું ફુલ, નેત્ર અંધાપો રે નીજ તેથી ગુલ.

વાજતું ગાજતું સૌ માંડવે આવશે. (અથવા) વાજતું ગાજતું તોરણે તો આવશેજ.

વાજતો ઘુંઘરો.

વાટ છોડ્યે, પણ સાથ નહિ છોડ્યે.

Do not go on a journey without a companion. (તા. કે.[1])

Fellow-travellers must not desert each other.(ચીનાઈ કે.[2])

ભાત છોરા જાતા હએ, સાથ નહિ છોરા જાતા હએ. (હિં. કે.)

भात सोडावा, पण सात सोडूं नये. (મરાઠી કેહવત.)

વાટયું ઓશડ, ને મુઓ જોગી, કોઇને ખબર નહિ પડે. (અથવા) વાટયું ઓશડ, ને મુઓ જોગી કોઈથી પરખાય નહિ. ૯૮૯૦

વાટે ઘાટે વટેમાર્ગુ.

વાટે જતાં વઢવાડ લેય.

વાટે જતાં વિઘ્ન વલગ્યું.

---

૧. Percival's *Tamil Proverbs*, p. 364.

૨. Scarborough's *Chinese Proverbs*, p. 432.

વાટેલી દવાઈ, ને મુંડેલો ગોંસાઇ (તેની જાણ નહિ પડે.)
વાડ ચીભડાં ગલે ત્યારે રહે શું ? (અથવા) વાડ કારેલાં ચોરે તો પછી રહે શું ? (અથવા) વાડ ચોરે કારેલાં ત્યારે રાખનાર કોણ ? ૯૮૯૫
વાડ તેની ધાડ.
વાડ તેવો વેલો, ને ગુરૂ તેવો ચેલો.
વાડ નહિ ને વાડનો કાંટો સાંભલે.
વાડ પર ચાંદરણું.

જુઠા વાયદાના સંબંધમાં બોલાયછ.

વાડ ભેગી બુમ. ૯૯૦૦
વાડ રાખે ખેતરને, ને ખેતર રાખે વાડને.[1]
વાડ વાત કરે, ને કાંટો કાન ધરે.
વાડ વિના વેલો ચહડે નહિ.

વાડ વિગરજા વેલા ન વધેન. (કચ્છી કેહવત.)

વાડ વેલાને ગલી જાય, ત્યારે ફરિયાદ કોને કરવી ?
વાડ સાંભલે, વાડનો કાંટો સાંભલે. ૯૯૦૫
વાડકીનું શીરામણ (કેટલા દાહડા પોંહચે ?)
વાડને કાન, કાંટાને કાન, ભીતને કાન.[2]
બાડી, ગાડી, ને નારી, પલાય તો પાલી, નહિ તો પાછી વાલી.
વાડીએ બાર, ને ચૌટે અઢાર.
વાડીએ મોઘાં, ને ચૌટે સોંઘાં. ૯૯૧૦
વાડીનું ઢાંકણ વાડ, ને બાપનું ઢાંકણ દીકરો.
વાડીનો વરઘોડો.
વાડીમાંનો વેલો, ને કુવામાંનું કારેલું, ને કાકા મહને શરમ લાગે, કાકીને કાહડી મેલો.

---

૧. જુઓ કેહવત ના૦ ૧૭૯૨, તથા તેને મલતી કેહવતો, સર્ક ૧૬૩.
૨. જુઓ કેહવત ના૦ ૪૩૫૪, તથા તેને મલતી કેહવતો, સર્ક ૪૧૧, તથા કેહવત ના૦ ૭૪૦૪, તથા તેને મલતી કેહવતો, સર્ક ૬૭૯.

વાણુ કરે તે વાણિયો, નીકર માને પેટે પાહણિયો.
વાણુ તાકે તે વાણિયો. ૯૯૧૫
વાણિયા ગત.
વાણિયા ગોલ છે ને નથી.
વાણિયા ડાહી માના દીકરા.
વાણિયા થાને ડાહ્યો તે દેવાનો, ને અંગ્રેજ થાને ગોરો તે કોહડ્યો.
વાણિયા મગનું નામ પાડે નહિ.[1] ૯૯૨૦
વાણિયા મુછ નીચી, તોકે' સાડીસાત વાર નીચી. (અથવા) વાણિયા મુછ નીચી તો નીચી.
વાણિયા રે વાણિયા, કોટે બાંધ્યા પાહણિયા, ઉભે ચૌટે તાણ્યા, તોએ ન ગયા પ્રાણ્યા.
વાણિયા રે વાણિયા! તોકે' શું છે માહરા પાહણિયા?
વાણિયા રે વાણિયા! ને સાથે રેલા તાણ્યા!
વાણિયા રે વાણિયા! પાણી પીએ છાણિયાં,[2] કીડીની કૃપા કરે, ને માણુસ મારે જાનિયાં.[3] ૯૯૨૫
વાણિયા લોક, રાતે બોલે, દિસે ફોક.
વાણિયા વદીયા.
વાણિયા વરઘોડે શૂરા.
વાણિયા વાણુ, ને લીટી તાણુ.
વાણિયા વાણિયા ફરી તોલ. ૯૯૩૦
વાણિયાએ ગોલ દીધો દીધો, નહિ દીધો.
વાણિયાના વેહા ખાધા, કાંઈ કુંભારના ટપલા ખાધા?
વાણિયાની કસર, ને હોરાની સફર.
વાણિયાની ગણત્રી, ને પારસીની અટકલ.

---

૧. એની સમજણ માટે જુઓ "કઉતક માલા અને બોધ વચન," સફે ૭૭.
૨. ગદલાં. ૩. જીવતાં, જીવદાર.

વાણિયાની જાત વેવલી. ૯૯૩૫
વાણિયાની દીવાલી, ને દીવાળીયાની હોલી.
વાણિયાની ને ગધેડાની પરમેશ્વરને પણ ફિકર નથી.
વાણિયાની ભમ પાંચ શેરી.
વાણિયાની રંગ ભડી.
વાણિયાની વહુ, પાણી ભરવા આવે ત્યારે જોય સહુ. ૯૯૪૦
વાણિયાને ત્યાં નામું, ને ઉકરડો બરાબર.

યાને, એક વાણિયાને ત્યાંથી ઉધાર માલ લેવાથી લાંબા દિવસોએ એક ઉકરડાની માફક મોહટી રકમ થઈને ઉભી રહેછે.

વાણિયાનું ખેતર તો લુટી લેવો, ને મુસલમાનનું (અથવા, ગરાસિયાનું) ખેતર તો જવા દેવો.
વાણિયાનું ધાડવે, ને બ્રાહ્મણનું લાડવે.
વાણિયાનું જાય લાભે, ને રબારીનું જાય ડાભે.
વાણિયાને રીજવતાં, (અથવા, રીજતાં,) ને વાઘને ખીજવતાં (અથવા, ખીજતાં) વાર ન લાગે. ૯૯૪૫
વાણિયાને વાલ વાવડા ન પડે.
વાણિયાનો વરો, ને કુતરાંનો મરો.
વાણિયાનાં ખેતરમાં સઉ હાથ ઘાલે, ગરાસિયાનાં ખેતરમાં કોઇ નહિ ઘાલે.
વાણિયાભાઇ અબી બોલ્યા, ને અબી ફોક.
વાણિયાભાઇ હસીને તાલી આપે. ૯૯૫૦
વાણિયાભાઇ હેં હેં! તોકે' આવો શામલદાસ ખેમકુશલ!
વાણિયો કંઈ રોજ ને રોજ ઘી ને ખીચડી ખાય?
વાણિયો ગોલ પોતાનો ખાય, ને વલી ચોરીને ખાય. (અથવા) વાણિયો પોતાનો ગોલ ખાય, ને લોકનો ડર કરે.

Pain dérobé réveille l'appétit.[૧] (ફ્રેંચ કેહવત.)

૧. Stolen bread stirs the appetite.

